

રા. રા. ભાઈશંકર નાનાભાઈ સોલીસીટર

# પ્રસ્તાવના.

સ્ત્રીકેળવણી એ સંસાર સુધારાનો દૃઢ પાયો છે, એ વાત સર્વ કોઈ સ્વીકારે છે. આ કેળવણી જ્યાં સુધી સર્વાંગે સંપૂર્ણ ન થાય ત્યાં સુધી ભવિષ્યની પ્રજાને તેનો ખરેખરો લાભ ન મળી શકે એ સ્વાભાવિક છે. હાલની આપણી કેળવણીની પદ્ધતિ આગળના કરતાં કંઈક અંશે સુધારવામાં આવી છે ખરી, પરંતુ તેમાં ધર્મની કેળવણીનાં જે તત્વ દાખલ કરવાં આવશ્યક છે તે તરફ કેળવણીખાતાનું લક્ષ જરા પણ ખેંચાયું નથી. પશ્ચિમના દેશોમાં બાયબલ વગેરેથી ધર્મની કેળવણી આપવામાં આવે છે તે આપણે જોઇએ છીએ, તો પછી આપણે આપણાં બાળકોને ધર્મની કેળવણીના સંસ્કારથી શા માટે દૂર રાખવાં જોઈએ? આ પ્રકારની કેળવણીથી બાળકોની નીતિ, રીતિ અને સદાચાર ઉપર ઘણી ઉંડી અસર થાય છે અને તેમના વર્ત્તનમાં ઘણી ઉંચી ભાવનાઓનો પ્રવેશ થવા પામે છે. હાલની કેળવણી લેતી કન્યાઓ આ દેશની ભવિષ્યની માતાઓ છે અને તેમના મન ઉપર જો આવા સંસ્કારોની છાપ પડે, તો ભવિષ્યની આપણી પ્રજાને સારો લાભ થાય એમાં શંકા જ નથી.

ઉક્ત હેતુ પાર પાડવાને માટે, કન્યાશાળાઓમાં ઉપયોગી થઈ પડે એવું સાદા અને સરળ બોધવાળું ધર્મ સંબંધી કોઇ પુસ્તક પ્રકટ કરવામાં આવે તો ઘણું સારૂં, એવી મારી ઘણા કાળથી ઇચ્છા હતી, પરંતુ કાર્યવ્યવસાયને લીધે મારાથી તે સફળ થઇ શકી નહીં. પછી પ્રસંગવશાત્ શાસ્ત્રી કાલિદાસ ગોવિંદજીની સાથે આ વિષયમાં વાત થતાં તેમણે મોટા ઉત્સાહથી આવું પુસ્તક રચવાનું સ્વીકારી લીધું અને આવો ધર્મનો વિષય એમના જેવા નિપુણ શાસ્ત્રીને હાથે લખાય

તો વધારે સારૂં, એમ ધારી મેં પણ એમનાં લખેલાં પુસ્તકોને "ધર્મ શિક્ષણ માળા" એ નામથી છપાવી બહાર પાડવાનો નિશ્ચય કર્યો. આ ધર્મશિક્ષણ માળાના પાંચ-ભાગ રાખવામાં આવ્યા છે અને આ પુસ્તક તેનો પ્રથમભાગ અથવા ગ્રંથ છે. આ પાંચે ભાગોમાં આપણા ધર્મનું તમામ શિક્ષણ સંક્ષેપમાં આણવાનો પ્રયાસ કર્યો છે અને પ્રત્યેક સ્થળે ઇતિહાસ પુરાણમાંથી દૃષ્ટાન્તો આપી નીતિ, સદાચાર, વગેરે ધર્મનાં લક્ષણોની બાળકોના મનપર વધારે સારી છાપ બેસે એવો માર્ગ પસંદ કર્યો છે. આનાથી આગળનાં પુસ્તકોમાં વિષય કઠણ છે તોપણ અભ્યાસના ક્રમને અનુસરતું ધર્મનાં વિધ વિધ અંગોનું જ્ઞાન આપવાનો હેતુ લક્ષમાં રાખી, દરેક વિષયને સારી રીતે સમજાવવામાં આવ્યો છે.

જો આ પુસ્તકો કેળવણીખાતામાં દાખલ કરવામાં આવશે અને વિદ્વાનો તથા સામાન્યવર્ગ એમને ઉપયોગી ગણી સ્વીકારશે, તો આ વિષયમાં મારો અલ્પ પ્રયાસ સફળ થયો એમ માની હું સંતોષ લઇશ.

મુંબાઈ
તા૦ ૧ નવેંબર ૧૯૦૯.

લા૦
ભાઇશંકર નાનાભાઈ.

# અનુક્રમણિકા.

## ગ્રંથ ૧ લો.



### ધર્મનું મૂળ શિક્ષણ.



શાસ્ત્રી કાલિદાસ ગોવિંદજી



# રેવાબાઈ ધર્મશિક્ષણ માળા

## ગ્રન્થ પહેલો.




### ઈશ્વર પ્રાર્થના.

હિંડી.

પરમ શાંતિને સદા પ્રસારનારાં,
અખિલ ભુવનતણા ભય વિદારનારાં;
અભય આપનાર! શાપ કાપનારાં,
ચરણ વિશ્વનાથ! વદિયે તમારાં. ૧

વિષમ વિપદ અને વિઘ્ન ટાળનારા,
હૃદયકર્મળતણા મળ મટાડનારા,
શુદ્ધ બોધ ધર્મનો મહેશ! આપો,
ભૂલ શૂળતુલ્ય સાલતી ઉથાપો. ૨

સરલ માર્ગપર અમારી બુદ્ધિ ચાલે,
શુદ્ધ રહી ચઢે નહિ કદી કુચાલે;
એવું ભાન રાખશો સદા અમારું,
સ્મરણ ચાલુ રહે ચિત્તમાં તમારું. ૩

સુખદ પદ પમાય જાય દુર્વિચારો,
થાય ધર્મ તેમ નીતિનો વધારો;
એવું શિક્ષણ ક્ષણ ક્ષણ મળે અમોને,
વિમળ મનથી એમ વિનવિએ તમોને. ૪

## ધન્યાશ્રીનું પદ.

*મંગળમૂર્તિ મહેશ! જય જય.*

વિદ્યાભ્યાસ તણાં વિઘ્નોનો, નાશ કરો નિઃશેષ-જય૦ ૧
ધર્મ–નીતિપર પ્રીતિ અમારી, પ્રતિદિન થાય વિશેષ-જય૦ ૨
અમ અંતરમાં રહો નિરંતર, દુષ્ટ વૃત્તિ પર દ્વેષ-જય૦ ૩
આપ દયાનિધિ સિદ્ધિકરણ છો, હરો કુવિદ્યા ક્લેશ-જય૦ ૪
સદ્વિદ્યા અમને મળવાથી, ન રહો દુ:ખ લવલેશ-જય૦ ૫





# ઉપોદ્ઘાત.



## આ પુસ્તક કોને માટે તથા શા ઉપર છે ?

દોહરો.

આ પુસ્તક શું શીખવે, શો સમજાવે સાર?
ધર્મ શીખવે ને કહે, ક્યમ સુધરે સંસાર.

છોકરી—માજી! મને આંગળીએ વળગાડીને તમે મારે મોસાળ જવા નિકળ્યાં છો; ત્યાં વચમાં માર્ગમાં અહીંજ કેમ ઉભાં રહ્યાં?

માતા—બાપુ, તારા જેવી કન્યાઓની આ નિશાળ છે, તેમાં હમણાં ઈશ્વરના ગુણો મીઠા સ્વરથી ગવાય છે. એ ગુણો ઉપર અને રાગ ઉપર મને રુચિ છે, તેથી હું સાંભળવા ઉભી રહેલી છું.

છોકરી—માજી! ઈશ્વર એ કોણ છે?

માતા—બેટા! જેમ આપણા દેશનો ધણી રાજા કહેવાય છે, તેમ આ સઘળા જગતનો જે ધણી છે, તે ઈશ્વર કહેવાય છે. એ ઈશ્વરજ જગતને રચે છે, પાળે છે, સઉ સઉનાં કર્મ પ્રમાણે સઉ

સઉને ફળો આપે છે, સર્વને નિયમમાં રાખે છે, સઘળું જુએ છે, સાંભળે છે અને જાણે છે. એ ઘણો માયાળુ અને કૃપાળુ છે. એના યોજેલા નિયમો પ્રમાણે જે ચાલે છે તેના ઉપર તે બહુજ ખુશી થાય છે અને તેના બદલામાં તે તેમને ન્હાલ કરે છે. જે એના યોજેલા નિયમોથી ઉલટું ચાલે છે તેના ઉપર તે નારાજ થાય છે.

છોકરી—જેમ તું અને બાપા થાવ છો તેમ, નહિ વારૂં?

માતા—હા બેટા એમજ. ઈશ્વર સર્વ જગતનાં માબાપ છે.

છોકરી—અને આપણા રાજા પણ—

માતા—એ પણ એમજ. ઈશ્વરે બાંધેલા નિયમો પ્રમાણે જે માણસ ચાલે, તેને માગ્યા વગર પણ સઘળાં સુખ મળે છે અને એ નિયમોને જે ગણકારે નહિ, તે માણસ કહીં પણ ઠરી ઠામ બેસી શકતો નથી.

છોકરી—જેમ તમારાથી અમને લાડ લડાવાય છે અને આડાં ચાલીએ ત્યારે શિક્ષા થાય છે તેમ?

માતા—હા.

છોકરી—માજી! એ ક્યાં રહે છે?

માતા—બેટા! એ સઘળે રહે છે. જ્યાં એ નથી એવું કોઇ પણ ઠેકાણું નથી.

છોકરી—બા! ત્યારે તે આપણા જોવામાં કેમ આવતો નથી?

માતા—બેટા! આ બહારની આંખોથી એ દેખાય નહિ પણ વિદ્યાના અભ્યાસથી મેળવેલી, વિચાર તથા ધ્યાનરૂપી અંદરની

આંખોથી એ જોવામાં આવે છે. એનું ભાન કરાવવા માટે તથા એણે યોજેલા નિયમો સમજાવવા માટેજ આવી આવી નિશાળો સ્થાપવામાં આવી છે.

**છોકરી**—માજી ! ત્યારે મને પણ આ નિશાળે બેસાડોને !

**માતા**—ઠીક બેટા ! બેસાડીશું.

**છોકરી**—પણ તે ક્યારે બેસાડશો ?

**માતા**—થોડા દહાડામાં બેસાડીશું. બાપુ ! ચાલો હમણાં તો આ નિશાળનાં મેહેતીજીની પાસે જઇએ, પુછગાછ કરીએ અને આ ગવાય છે તેવાં ગાયનોવાળી ચોપડી મળતી હોય તો લઇએ.

**મેહેતીજી**—ચતુરલક્ષ્મિ ! આવો, આવો, આજ તો ઘણે દિવસે તમે આવ્યાં. આ ખુરશી ઉપર બેસો. આ છોકરીને અહીં મોકલવાનું ક્યારે ધાર્યું છે ?

**ચતુરલક્ષ્મી**—હવે થોડા દિવસ પછી મોકલવાનો વિચાર છે. હું મારે પિયર જતી હતી, ત્યાં માર્ગમાં આ તમારૂં મીઠા સ્વરવાળું ઈશ્વરનું ગાયન સાંભળી ભાવ થવાથી અહીં આવી. આ ગાયન જે ચોપડીમાં હોય તે ચોપડી અહીંથી વેચાતી મળશે કે ? આ ચોપડી કોણે બનાવી છે અને તેમાં શા શા વિષયો છે ?

**મેહેતીજી**—છોકરીઓને નાની વયથીજ ધર્મનો બોધ થાય, ધર્મ ઉપર પૂરો વિશ્વાસ બેસે અને છેવટ સુધી પણ તેઓના વિચારો કોઇ અવળે માર્ગે નહિ ચઢી જતાં ધર્મના માર્ગ ઉપરજ રહે, એવી રીતે લોકો ઉપર ઉપકાર કરવાની શુભ ધારણાથી, મુંબઇના રહીશ*

રાજેશ્રી ભાઇશંકર નાનાભાઇ સોલિસિટર કે જેમણે હમણાં વાનપ્રસ્થના જેવો આશ્રમ ધર્યો છે, તેમનાં સૌભાગ્યવાળાં પ્રિય પત્ની રેવાબાઇએ જામનગરવાળા શાસ્ત્રી કાલિદાસ ગોવિંદજી પાસે આ પુસ્તક હમણાંજ રચાવી છપાવ્યું છે; અને હજી પણ બીજાં તેવા પ્રકારનાં પુસ્તકો રચવામાં તે શાસ્ત્રી લાગેલા છે. તમારી ઇચ્છા છે તો સુખેથી આ એક પ્રત લઇ જાઓ. જિજ્ઞાસુઓને તે મફત આપવામાં આવે છે.

**ચતુરલક્ષ્મી**—રેવાબાઇએ ઘણી સારી ધારણા રાખી છે, માટે ઈશ્વર એમનું સૌભાગ્ય અખંડ રાખજો અને સર્વ પ્રકારનું કલ્યાણ કરજો. આ ચોપડી હું ઘેર જઇને વાંચીશ અને આ છોકરીને પણ તેમાંનું કાંઈ કાંઈ સમજાવીશ.

## ધર્મનાં લક્ષણ, અર્થ તથા વિભાગ.

દોહરો.

ધર્મતણાં લક્ષણ અને, જૂદા જૂદા ભેદ;
સંક્ષેપે સઉ વર્ણવ્યા, જેમ જણાવે વેદ.

**ચતુરલક્ષ્મી**—વારું પણ, રેવાબાઇએ શાસ્ત્રીજીને કયા ધર્મ સંબંધી પુસ્તકો રચવાની ભલામણ કરી છે? ધર્મના મુખ્ય વિભાગ કેટલા છે? એ વિષે મને જરા સમજાવશો?

**મેહેતીજી**—હાજી. એનો ખુલાસો આ પુસ્તકમાંજ છે. જેમ કરવાથી તથા જેમ વર્તવાથી આ લોકમાં તથા પરલોકમાં પણ 'સુખ મળે તથા દુઃખનો નાશ થાય, તેમ કરવાની તથા વર્તવાની

જે રીતિ, વેદમાં તથા ધર્મશાસ્ત્રમાં કહેલી છે તે પ્રમાણે કરવું તથા વર્ત્તવું એ ધર્મ છે.

ધર્મ શબ્દનો મૂળ અર્થ એ છે કે સર્વ લોકોને સંકટમાં પડવાં નહિ દેતાં, સુખશાંતિમાં રાખનારું આચરણનું ધોરણ. ધર્મના **સાધારણ ધર્મ અને અસાધારણ ધર્મ** એમ બે ભાગ છે. જે નિયમો સર્વ મનુષ્યોને માટે એક સરખા હોય એ સાધારણ ધર્મ કહેવાય છે અને જે નિયમો આર્ય લોકોના અમુક અમુક વર્ગને માટે જૂદા જૂદા હોય (અમુક વર્ગે અમુક નિયમો પાળવા, એમ જૂદા જૂદા નિમાયેલા હોય) તે અસાધારણ ધર્મ કહેવાય છે. જેમકે **(૧) "સંતોષ, (૨) ક્ષમા, (૩) મનને વશ રાખવું, (૪) અન્યાયથી કોઇનું કશું લેવું નહિ, (૫) શરીરની તથા કપડાં વગેરેની સ્વચ્છતા રાખવી, (૬) જિતેન્દ્રિયપણું, (૭) શાસ્ત્રાદિકનાં તત્વો સમજવાં, (૮) આત્માને ઓળખવો, (૯) સત્ય બોલવું અને (૧૦) ક્રોધ ન કરવો"** એ દશ નિયમો સાધારણ* ધર્મ છે. તેમ જ બ્રાહ્મણોએ ઉપદેશકપણાથી, ક્ષત્રિયોએ પ્રજાપાલનથી, વૈશ્યોએ વ્યાપારથી અને શૂદ્રોએ સેવાથી જીવિકા ચલાવવી, એ અસાધારણ ધર્મ છે. અસાધારણ ધર્મનો આચાર એ પણ એક વિભાગ છે.

---

* धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।
धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥
(મનુસ્મૃતિ, અધ્યાય ૬ ઠ્ઠો, શ્લોક ૯૨ મો).

ઘણું કરીને સર્વ ધર્મોનાં મૂળપુસ્તકોમાં પણ આ સાધારણ ધર્મને જ મૂળતત્વરૂપે સ્વીકારેલો જોવામાં આવે છે.

## વેદ એ ઈશ્વરની આજ્ઞા છે.

દોહરો.

વેદ વચન ઈશ્વર તણું, આજ્ઞા એજ પ્રમાણ;
કારણ શોધે કે પુછે, જાણો એજ અજાણ.

**ચતુરલક્ષ્મી**—વારૂં ત્યારે વેદ કોણે રચ્યા હશે? અને તેને કેટલાં વરસ થયાં હશે?

**મેહેતીજી**—તે કોઇએ રચેલા નથી; એ પરમેશ્વરથી પ્રકટ થયેલા છે અને પરમેશ્વરે પોતાની આજ્ઞારૂપે જણાવેલા છે. જગતમાં કોઇ પણ પુસ્તક વેદથી પહેલાંનું નથી અને જેમ બીજાં પુસ્તકોના રચનારાઓનાં નામ, ઠામ તથા સમય મળી આવે છે, તેમ વેદના રચનારનાં નામ, ઠામ તથા સમય આજ દિવસ સુધી કોઇ શોધકોને મળ્યાં નથી તથા હવે પછી પણ મળવાનાં નથી, તેથી વેદને અનાદિ માનવામાં આવે છે. જેમ બીજા પુરાવા ઉપરથી વાત જાણીને પુસ્તકમાં લખવામાં આવે છે, તેમ વેદમાં જે વાત છે તે, કોઇ બીજા પુરાવા ઉપરથી જાણીને લખવામાં આવી નથી. લખવાની જે વર્ણમાળા છે, તે પણ પાછળના સમયમાં જ ગોઠવાયેલી છે. વર્ણમાળા નહિ હોવાને લીધે બ્રાહ્મણો ગુરુમુખથી સાંભળી સાંભળીને જ ભણતા હતા. વર્ણમાળા થયા પછી વેદ લખાયા અને છાપખાનાં નીકળ્યા પછી હમણાં છપાયા પણ છે.

## વેદ છતાં ધર્મશાસ્ત્રોનું શું કામ છે?

દોહરો.

ધર્મશાસ્ત્રનું કામ એ, સરલ કરી દે અર્થ;
વેદ વચન વિસ્તારનો, જતો નથી શ્રમ વ્યર્થ.

**ચતુરલક્ષ્મી**—વેદ, એ ઇશ્વરની આજ્ઞા છે, ત્યારે ધર્મશાસ્ત્રો કોણે રચેલાં હશે?

**મેહેતીજી**—વેદ, જૂનામાં જૂની દેવભાષા (સંસ્કૃત ભાષા) કે જે ભાષાની પહેલાં બીજી કોઈ પણ ભાષા ન હતી તેમાં છે. એ ભાષા બહુ જ અઘરી છે, તેથી તેનો અર્થ સમજાવવા સારું આપણા મનુ નામના પહેલા રાજાએ તથા બીજા કેટલાએક મહાન્ ઋષિઓએ લોકોની ઉપર ઉપકાર કરવા સરલ દેવભાષામાં ધર્મશાસ્ત્રો રચેલાં છે. વળી વેદની કેટલીએક શાખાઓ વચમાં મોટા સમય જવાથી જતી રહેલી હોવા છતાં તેમનો અર્થ ધર્મશાસ્ત્રોમાં જળવાઈ રહેલો છે. આથી ધર્મશાસ્ત્રોને પણ આપણા ધર્મના પુરાવા રૂપ ગણવામાં આવે છે. મારે અહીં વધારે કહેવું જોઇએ કે જનોઇ દેવાયા પછી બાર કે ઓછામાં ઓછાં આઠ વર્ષ સુધી ગુરુને ઘેર જ રહી, ત્યાં વેદનો તથા ધર્મશાસ્ત્રોનો અભ્યાસ કરવો, એ આપણા ધર્મ અધ્યયનની જૂની રુઢિ છે, પણ વચમાં રાજ્યોના ફેરફારને લીધે તથા તે ફેરફારથી આપણા લોકોની ધર્મ ઉપરની આસ્થા ઓછી થવાથી એ રુઢિ જતી રહી છે. ગુરુ પરંપરાએ અધ્યયન કરવાની એ પ્રાચીન રુઢિ જતી રહેવાને લીધે કેટલેક ભાગે ધર્મ ભૂલી જવા-

યાથી, એટલે ઇશ્વરની આજ્ઞા પૂરેપૂરી ન પળાયાથી આપણા લોકો કેવળ અજ્ઞાન, નબળા અને પરાધીન બની ગયા છે.

## ધર્મ પાળવાથી થતા લાભ.

### દોહરો.

ધર્મ પાળવાથી મળે, સારા સારા બોધ;
સંપ જંપ જામે અને, વામે સર્વ વિરોધ.

ચતુરલક્ષ્મી—ત્યારે તો વેદશાસ્ત્ર પ્રમાણે ધર્મ પાળવાથી આપણને ઘણા ઘણા લાભ થાય, નહિ વારું?

મેહેતીજી—ખરેખર! અસલના વખતમાં આપણા લોકોને નાનપણથી જ સારી રીતે ધર્મનું શિક્ષણ મળતું હતું, તેથી તેઓના મનમાં 'સત્ય, દયા, ઉત્સાહ, માતાપિતાની ભક્તિ, ઈશ્વરની ભક્તિ, નીતિ, જિતેંદ્રિયપણું, પરોપકાર, જોઇતું ભાષણ, ભલાઇ, મૈત્રી અને પ્રિયવચન' તથા બીજા ઘણા સારા સારા ગુણો ઠસી રહેતા હતા. એવીજ રીતે સ્વચ્છ રહેવાની ટેવ, દેશાભિમાન, સંપ તથા બીજા પણ ઘણા ઘણા સદાચારોની તેમના મન ઉપર છાપ પડતી હતી. જ્યાં આ સઘળું હોય ત્યાં પરાધીનપણું, નિર્ધનપણું, રોગીપણું, ટુંકું આયુષ્, વૈર, અદેખાઇ, કજીઆ તથા બીજા પણ કેટલાએક કુચાલો ક્યાંથી હોય? નહિંતો. 'પૂર્વે દિલીપ નામના ચક્રવર્તી રાજાના કેદખાનામાં કોઇ કેદીજ ન હતો' એ વાત ધર્મથી થતા લાભોનું કેવું દૃષ્ટાંત છે. હમણાં પણ જો પૂરેપૂરી રીતે ધર્મ પાળ-

વામાં આવે તો કચેરીઓમાં કજીઆ બહુ જ થોડા આવે. તનની અને મનની પવિત્રતા પણ ધર્મ પાળવાથી રહે છે. ધર્માચરણથી જેમ આ લોકમાં ઉપર મોટા લાભો મળે છે તેમ પરલોકમાં પણ કલ્યાણ થાય છે અને જો મન બહુજ પવિત્ર થાય તો પરમેશ્વરના સ્વરૂપનું જ્ઞાન થવાથી મોક્ષ પણ મળે છે. જુઓ ધર્મથી કેવા કેવા લાભ થાય છે.

## આપણા દેશનું ભવિષ્ય શી રીતે સુધરે ?

દોહરો.

ભવિષ્ય સુધરે દેશનું, જો જાણે નિજ ધર્મ;
સંસ્કારો સોળે સજી, કરે સર્વ નિજ કર્મ.

**ચતુરલક્ષ્મી**—ત્યારે હવે આપણા દેશનું ભવિષ્ય સુધરવાની આશા શી રીતે રાખી શકાય ?

**મેહેતીજી**—જો હમણાંની નાની વયની પ્રજા તથા ભવિષ્યની પ્રજા સુધરે તોજ આપણા દેશનું ભવિષ્ય સુધરવાની આશા રાખી શકાય. જેમ જૂના સમયમાં બાળક, માતાના ઉદરમાં ન આવ્યું હોય તે પહેલાંજ 'માતાને સંસ્કાર, બાળક ઉદરમાં આવ્યા પછી બંનેને સંસ્કાર, બાળક જન્મે ત્યારે બાળકને સંસ્કાર અને જેમ જેમ મોટું થતું જાય તેમ તેમ તે તે સમયમાં તે તે સમયના સંસ્કારો આપણા વેદશાસ્ત્ર પ્રમાણે થતા હતા, તેમ કરવાની રૂઢિ પાછી ચાલુ કરવામાં આવે તો આપણા દેશનું ભવિષ્ય સુધર્યા વિના રહે નહિ. એ સંસ્કારોમાં મુખ્ય સંસ્કાર સોળ છે, અને તેઓ 'ગર્ભા-

ધાન, પુંસવન, સીમંતોન્નયન, જાતકર્મ, નામકરણ, નિષ્ક્રમણ, અન્નપ્રાશન, ચૌલ, ઉપનયન, ઋગવ્રત, યજુર્વ્રત, સામવ્રત, અથર્વવ્રત, કેશાંત, સમાવર્તન અને વિવાહ,' એ નામોથી ઓળખાય છે. આ સંસ્કારો કરવાથી ગર્ભના તથા બીજના દોષો ટળી જાય છે; બાળકથી ધર્મનું સ્વરૂપ સારી રીતે સમજાય છે. સદાચારો શીખવાનું તેને મળે છે; સઘળા સારા ગુણો સહજ સાંપડે છે; શરીરમાં આરોગ્ય આવે છે; જીવતા સુધી સુખસંપત્તિ રહે છે અને છેવટ પરલોકમાં પણ સુખ મળે છે.

### હમણાં એ સંસ્કારો અપાય કે કેમ?

દોહરો.

યથાવિધિ સંસ્કાર આ, નથી અપાતાં કેમ;
સમજાવ્યું આ ગ્રન્થમાં, સમજી ટાળો વ્હેમ.

ચતુરલક્ષ્મી—ચાલતા સમયમાં આપણા લોકો એમાંના કોઇ કોઇ સંસ્કારો તો આપેછે જ તો.

મેહેતીજી—ઉપનયનથી સમાવર્તન સુધીના સાત સંસ્કારો દ્વિજોને એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય એ ત્રણ વર્ણોનેજ આપવા અને બાકીના નવ સંસ્કારો શૂદ્રોને પણ આપવા, એમ વેદશાસ્ત્રની આજ્ઞા છે. આ સમયમાં ક્ષત્રિયોને તથા વૈશ્યોને ઉપનયનથી માંડી ૭ સંસ્કારો આપવાની રૂઢિ સેંકડો પેહેડી થયાં તુટી ગયેલી છે અને હવે 'ક્ષત્રિયોને તથા વૈશ્યોને અમુક પ્રાયશ્ચિત્ત કરાવીને ઉપ-

નયન (જનોઇ) દેવાય કે નહિ એ વાત હાલના વિદ્વાનોમાં ચર્ચા ચાલવા છતાં પણ કશા નિર્ણય ઉપર નહિ આવતાં વાંધામાંજ રહેલી છે. બ્રાહ્મણ વર્ણના બાળકોનેજ એ સાત સંસ્કારો અપાય છે, તેમાં પણ ઉપનયન સંસ્કાર ઠીક ઠીક રીતે અને બીજા છ સંસ્કારો તો કાળયોગને લીધે પાઠ બોલી જવા માત્રથીજ અપાય છે. બાકીના સંસ્કારો અધિકાર પ્રમાણે ચારે વર્ણની સ્ત્રીઓને, બાળકોને તથા કન્યાઓને આપવામાં આવે છે; તે પણ વેદશાસ્ત્રોમાં કહેલી રીતિને પૂરી રીતે અનુસરીને નહિ, પણ કેટલેક ગોટાળો કરી નાખી આપવામાં આવે છે. ઘણો સમય થયાં સર્વ લોકોનાં મન, પોતાના બાળકોને તુરત કમાતા કરવા ઉપર લાગેલાં છે, ધર્મની કેળવણી નહિ અપાતાં અંગ્રેજી રૂઢિથીજ કેળવણી અપાય છે, લોકોના મોટા ભાગને વેદશાસ્ત્રોના વિષયોનું તથા તેઓનાં નામોનું પણ જ્ઞાન રહ્યું નથી, લોકોમાં મોટાં મોટાં નકામાં ખર્ચો કરવાનો ચાલ પડી ગયો છે, કમાવા ભણી તથા પહેરવા ઓઢવા ભણીજ મનનાં વલણો થયાં છે, તેથી અને એવાં એવાંજ બીજાં કેટલાંએક કારણોથી સંસ્કારો આપવાની રૂઢિ કેટલેક ભાગે તુટી ગયેલી છે. જો ધીરે ધીરે આપણા લોકોનાં વલણ વેદશાસ્ત્રોમાં કહેલા ધર્મ પાળવા ઉપર લાગે, ધર્મથી થતા લાભો લોકોના સમજવામાં આવે તથા વેદશાસ્ત્રોને અનુસરતી યોજનાઓ થોડી થોડી પણ કરવી ચાલુ થાય તો કેટલેક વર્ષે વેદ-શાસ્ત્રો પ્રમાણે સંસ્કારો આપવાની રૂઢિ પડે અને સર્વ લોકો સારી સ્થિતિમાં આવે. સંસ્કારો ઉપર તથા ધર્મ સંબંધી બીજા પણ કેટ-

લાએક વિષયો ઉપર શાસ્ત્રીજી, હવે પછીનાં બીજાં પુસ્તકોમાં વધારે વિવેચન કરનાર છે.

ચતુરલક્ષ્મી—ક્ષમા કરજો, અમે આજ તમારો ઘણો વખત રોક્યો છે.

મેહેતીજી—ધર્મ જેવા ઉત્તમ વિષયની વાતોમાં જે સમય જાય તે નકામો ગયો ન ગણાય.

ચતુરલક્ષ્મી—બાપુ ! ચાલો હવે આપણે જઇએ.

મેહેતીજી—આવજો હો.

ચતુરલક્ષ્મી—બહુ સારું.





# ધર્મનું મૂળ શિક્ષણ.

## પાઠ ૧ લો.

### ધર્મ એટલે શું?

દોહરો.

પશુ માણસ બન્ને કરે, આહારાદિક કર્મ;
માણસ શ્રેષ્ઠ ગણાય છે, જો જાણે નિજધર્મ.

મેહેતીજી—છોકરીઓ આજ હું તમને, આપણા ધર્મ વિષે થોડુંક સમજાવવાની છું, માટે તે ઉપર તમારે બરાબર લક્ષ આપવું.

છોકરીઓ—આપણો ધર્મ હિંદુનો એ તો અમે જાણીએ છીએ અને અમે અમારો ધર્મ પાળીએ છીએ. બ્રાહ્મણ વાણિયાનું ના ખાય, ખાય તો વટલાય અને વાણિયાથી વસવાયાનું ના ખવાય.

મેહેતીજી—(જરા હસીને) એ તો ઠીક, પણ એટલામાંજ ધર્મ સમાઇ જતો નથી. એ સમજવાને તમોને હજુ ઘણો વખત લાગશે, માટે હું કહું તે સાંભળો અને એ ઉપર રોજ વિચાર કર્યા કરશો ત્યારે તમને તે ધીમે ધીમે સમજાશે. આમ ઉતાવળાં ના બનો.

છોકરીઓ—બહુ સારું, બહુ સારું. અમો સઘળી શાંત થઇને સાંભળીશું. અમોને આપના વચન ઉપર પૂરો વિશ્વાસ છે અને એમ કરવાને અમને અમારાં વડીલોએ સમજાવ્યું છે તે અમે ભૂલી ગયાં નથી.

મેહેતીજી—ઠીક કહ્યું, એમજ ઘટે. આથી હું ઘણી ખુશી થઇ છું. એ પણ એક તમારો ધર્મ છે. એ ઉપર આપણે આગળ ઉપર વિચાર કરીશું.

છોકરીઓ—એમકે, એ તો અમને ખબરજ નહતી. ત્યારે ધર્મ તો ઘણા ઘણા પ્રકારના હશે નહિ વારું?

મેહેતીજી—હાજ તો. પણ વળી ઉતાવળાં થયાં ખરાં. જે હું કહું તે બરાબર સાંભળવું, તે સમજવું અને તે પ્રમાણે તમારે ચાલવું એટલું જ તમારે હાલમાં કરવાનું છે.

છોકરીઓ—ભલે ત્યારે અમે એમ જ કરીશું.

મેહેતીજી—સાંભળો. ઇશ્વરે જે નિયમો માણસ માત્રને પાળવા માટે યોજેલા છે તેઓને "ધર્મ" કહે છે. એ ધર્મ વિષે હું આજ તમને સમજાવવાની છું. એ "ધર્મ" આપણા વેદશાસ્ત્રમાં સમાવેલો છે, માટે વેદશાસ્ત્રમાં જેમ વર્તવાનું તથા કરવાનું કહ્યું હોય તેમ વર્તવું તથા કરવું. તેથી ઉલટાં વર્તવું નહીં તથા તેની વિરુદ્ધ કશું કરવું નહીં અને એમાં અમુક રીતે વર્તવું નહીં તથા કરવું નહીં, એમ લખ્યું હોય તે તો તમારે અવશ્ય તજીજ દેવું. એવું જે આપણે કરીએ તથા તે પ્રમાણે વર્તિએ તેને ધર્મ કહે છે; સમજ્યાં.

છોકરીઓ—હાજી, પણ અમને વેદશાસ્ત્ર ક્યાં આવડે છે અને અમને તે ક્યારે ભણાવાય છે?

મેહેતીજી—ખરી વાત છે. તે ભણવાને અને સમજવાને તો ઘણાં વર્ષો લાગશે, માટે તમને તેનો સાર સમજાવું છું, તે સમજી રાખશો તો આગળ ઉપર તે તમને બધી રીતે ઉપયોગી થઈ પડશે.

છોકરીઓ—ત્યારે તો અમે જરૂર તેમજ કરીશું.

મેહેતીજી—આપણાં જે વેદશાસ્ત્રો છે તે ઈશ્વરનીજ આજ્ઞા છે એમ માનવું અને એના ઉપર પૂરેપૂરી શ્રદ્ધા રાખવી. (૧) સત્ય, (૨) ઈશ્વરભજન, (૩) સ્વચ્છતા, (૪) સંતોષ, (૫) સંપ, (૬) પરોપકાર, (૭) દયા, (૮) ક્ષમા, (૯) વડીલોની સેવા, (૧૦) અનીતિથી એટલે અન્યાયથી કોઇનું કશું ન લેવું, (૧૧) ભલાઇ અને (૧૨) નમ્રતા; એ તથા એવાંજ બીજાં સારાં આચરણોથી વર્તવું, કારણ કે એ ધર્મનાં રૂપ છે અને ઈશ્વરે યોજેલા નિયમો છે. જે માણસ ઈશ્વરની એવી એવી આજ્ઞા પ્રમાણે વર્તે તેના ઉપર ઈશ્વર બહુ પ્રસન્ન થાય છે, તેને આ ભવમાં તથા બીજા ભવમાં પણ સુખી કરે છે અને જે માણસ આ ધર્મ પ્રમાણે ન વર્તે તેના ઉપર નારાજ થાય છે. લોકો તે માણસને પાપી કહે છે અને તે આ ભવમાં તથા બીજા ભવમાં પણ સુખી રહેતો નથી.

છોકરીઓ—ત્યારે તેથીજ લોકો "સુખ અને દુઃખ પરમેશ્વરના હાથમાં છે" એમ કહેતા હશે?

મેહેતીજી—હા. અને એથી એવી કહેવત ચાલે છે. જે વાત સર્વમાન્ય થાય છે તેને પછી કહેવતના રૂપમાં લોકો સંભારી રાખે છે, સમજ્યાં?

છોકરીએ—હાજી.

મેહેતીજી—શાસ્ત્રમાં કહ્યું છે કે,

धर्मेण हीनो मनुजः पुच्छादिरहितः पशुः ।
पशूनामेव भाग्येन न खादति तृणानि सः* ॥ १ ॥

## પાઠ ૨ જો.

### ધર્મનું જ્ઞાન કેમ મેળવાય?

નાની વયથી સમજીએ, ધર્મ તેજ શુભ આશ;
તરસ લાગતાં કૂપને, ખોદ્યાથી ઉપહાસ.

છોકરીએ—અમે તો ખાવા પીવામાં તથા રમવામાંજ સમજીએ છીએ. ધર્મનું અમને ભાન નથી; તો હવે અમારે ધર્મનું જ્ઞાન શી રીતે મેળવવું?

મેહેતીજી—છોકરીઓ! માણસને ધર્મનું જ્ઞાન તુરત મળતું નથી, પણ લાંબે સમયે મળે છે. જેમ જેમ વડીલોનું કહ્યું માનવામાં આવે, વડીલોની શીખામણો સાંભળીને તેઓને મનમાં કોતરી રાખવામાં આવે, સારાં સારાં પુસ્તકો વાંચવામાં આવે, વિદ્યાના

* ધર્મ વગરનો માણસ, પુંછડાં તથા શીંગડાં આદિ વગરનો પશુજ છે. તે માણસ પશુઓના ભાગ્યથીજ ખડ ખાતો નથી. (૧)

અભ્યાસમાં વધારો કરવામાં આવે, સારા માણસોનોજ સહવાસ કરવામાં આવે અને નઠારૂં કામ કરતાં ઈશ્વરનો પણ ડર રાખવામાં આવે, તેમ તેમ ધર્મનું જ્ઞાન મેળવાતું આવે છે. ધર્મનું જ્ઞાન મેળવવામાં નાહાનપણથીજ કાળજી રાખવી જોઇએ. જે માણસને નાહાનપણથી ધર્મનું જ્ઞાન હોય, તે માણસ મોટી વયમાં તે જ્ઞાન મેળવવા માગે તોપણ તેને જેવું જોઇએ તેવું મળતું નથી. 'લીલી સોટી જેમ વાળવી હોય તેમ વાળી શકાય છે, પણ સૂકી સોટી જેમ વાળવી હોય તેમ વાળવી કઠણ પડે છે.' એ તમો પણ જાણો છો, તો તે પ્રમાણે મનને નાહાનપણથીજ ધર્મનું વલણ આપવામાં આવ્યું હોય, તોજ મન છેક સુધી ધર્મમાં રહે છે. મન જો અવળે માર્ગે ચઢી જાય તો પછી તેને ધર્મમાં લાવવું કઠણ પડે છે.

बाल्ये प्रसंजितं ज्ञानं क्रमशो वर्धते स्वयम् ।
उप्तं यत्प्रस्तरप्राये प्रायस्तन्न प्ररोहति* ॥ २ ॥

## પાઠ ૩ જો.

### ઈશ્વર ક્યાં છે અને કેવો છે?

દોહરો.

જેથી સઘળું થાય છે, જગત–ચક્ર ગતિમાન;
તે ઈશ્વરનું હૃદયમાં, વિમળ મળે છે ભાન.

* બાલ્યાવસ્થામાં મળેલુ જ્ઞાન અનુક્રમે પોતાની મેળે વધતુ આવે છે. જે બીજ ઘણી પથરાવાળી ધરતીમાં વાવવામાં આવે, તે બીજ ઘણુંકરી ઉગતું નથી. ૨

વિભાગ ૧ લો.

છોકરીઓ—નઠારું કામ કરતાં ડરવું એ ખરું છે. કારણ, અમારાં વડીલો રોજ કહે છે કે ઈશ્વર તે સઘળું જુએ છે અને જાણે છે. માટે ઈશ્વર ક્યાં છે? શું કરે છે અને છે તો કેમ દેખાતો નથી? એનો ખુલાસો કરો તો ઠીકઃ—

મેહેતીજી—તમે કવિ દલપતરામની કવિતા તો વાંચી હશે કેઃ—

દોહરો.

"આસપાસ આકાશમાં, અંતરમાં આભાસ,"
"ઘાસ ચાસની પાસ પણ, વિશ્વપતિનો વાસ."
"પ્રભુ નજરે તો નવ પડે, ઉચરે નહિ ઉચ્ચાર,"
"જગરચનાથી જાણિએ, જે છે જગ કરનાર."
"ઉપરી વિના નિશાળનો, રહે ન બંદોબસ્ત,"
"કેમ નિભે તો પ્રભુ વિના, આ બ્રહ્માંડ સમસ્ત."

જેમ હવા અને આકાશ સર્વ ઠેકાણે છે, તેમ ઈશ્વર સર્વ ઠેકાણે છે. સઘળું જગત્ ઈશ્વરના સ્વરૂપમાંજ રચાયું છે; અને તે ઈશ્વરે કોઈ ઓજારોથી નહિ પણ મનથીજ રચેલું છે. રાજ્ય રાજા વિના ચાલતું નથી અને નાનું સુનું ઘર પણ તેના ધણી વિનાચાલતુ નથી, ત્યારે આ મોટામાં મોટું જગત્ ઈશ્વર વિના કેમજ ચાલે? ઈશ્વર ન હોય તો પૃથ્વીને કોણ ધરી રાખે? સમુદ્રોને માઝામાં કોણ રાખે? સૂરજ તથા ચંદ્ર વગેરે ગ્રહોને અદ્ધરજ કોણ ટકાવી રાખે તથા નિયમિત ગતિ કોણ આપ્યા કરે? પાણીને, પવનને તથા અગ્નિને પોતપોતાની રહેણીમાં જ કોણ રાખે? બાળકોને ધાવતાં કોણ શીખવે? વનસ્પતિઓને તથા લતાઓને પોતપોતાના સમયમાં

ફળ ફૂલવાળાં કોણ કરે? મોરને વિચિત્ર વર્ણવાળા કોણ કરે? પોપટને લીલા વર્ણવાળા કોણ કરે? અને બગલાને ધોળા વર્ણવાળા કોણ કરે? ટૂંકામાં કહીએ તો સઘળાં પ્રાણીઓને પોતપોતાના કામમાં કોણ જોડે? જ્યારે હવા, આકાશ અને કાળ સર્વ ઠેકાણે છતાં પણ દેખવામાં આવતાં નથી, ત્યારે ઈશ્વર કે જે સઘળાં હવા, આકાશ અને કાળનો કર્ત્તા છે તે દેખવામાં ના આવે તો તેમાં નવાઇ શી? એ તો માત્ર વેદશાસ્ત્રથી પ્રાપ્ત થયેલા વિચારથી અને ધ્યાનથી જ જોવામાં આવે છે, માટે તમારે તો કવીશ્વર દલપતરામના બોલો યાદ રાખવા કે:—

દોહરા.

"અચરજ મોટું ઉપજે, કરતાં ચિત્ત વિચાર;"
"દૃષ્ટિ થકી દેખાય છે, ઈશ્વર શક્તિ અપાર."
"ઈશ્વર કૃત્યની તુલ્યતા, કરી શકે કો અન્ય;"
"સો કોસે ન ભરાય તે, પળે ભરે પર્જન્ય."
"જેણે પ્રાણી જનમતાં, પહેલું પ્રગટ્યું દૂધ;"
"એ પ્રભુને નહિ ઓળખે, એથી કોણ અબુદ્ધ."

વિભાગ ૨ જો.

છોકરીઓ—ઈશ્વર એક છતાં એટલાં બધાં કામ કેમ કરી શકે છે?

મેહેતીજી—એ ઈશ્વર સઘળી શક્તિઓવાળો છે. આપણે જે કામ છુપામાં છુપું કરીએ તે પણ એ જાણે છે, જે કાંઈ બોલીએ તે એ સાંભળે છે, જે કાંઈ કરીએ તે એ દેખે છે, ગમે ત્યાંથી

પકડી શકે છે અને જયાં જઇએ ત્યાં હોય છેજ. આ ઉપરથી તેને વેદમાં સઘળું જાણનારો, હજારો કાનવાળો, હજારો આંખવાળો, હજારો હાથવાળો અને હજારો પગવાળો કહ્યો છે. એકજ સમયમાં જન્મેલાં ઘણાં બાળકોમાં કોઈ સુખી થાય છે, કોઈ ધનવાન્ થાય છે, કોઈ કંગાળ થાય છે, કોઈ પાલખીમાં બેસે છે અને કોઈ પાલખી ઉપાડે છે, તો એવી રીતે સહુ સહુના આગલા ભવનાં કર્મોને ગતિ આપનારો ઈશ્વર વિના બીજો કોઇ નથી. એ ઇશ્વરજ સર્વ લોકોને ન્યાય આપે છે અને જેની બાજુએ ન્યાય હોય તેને બચાવી લીધા વિના રહેતો નથી. 'ઇશ્વર સાચાનો બેલી (સહાય) છે' એ કહેવત તમોએ તમારી માતાઓનાં મુખથી સાંભળેલી પણ હશે. તમો કોઇ સમયે ખોટું કામ કરવા કે ખોટું બોલવા ધારતાં હશો, તો તે સમયે જ 'તે કામ ખોટું છે અને તે બોલવું ખોટું છે' એમ તમારા મનમાં કોણ જણાવે છે, કે જે ઉપરથી આપણા લોકો તેને 'અંતરજામી (અંતર્યામી)' કહે છે. આપણામાં મોટા અધિકારીઓ ઘણા લોકોની કેટલીએક છુપી વાતોને પણ જાણી શકે છે, ત્યારે ઈશ્વર કે જેના કરતાં બીજો કોઇ પણ વધારે સમર્થ નથી, તે આપણા સઘળા વિચારોને તથા કામોને જાણી શકે એમાં શી નવાઇ છે? કહ્યું છે કેઃ—

यत्रास्ति सर्वं सक्वास्ति कीदृगस्तीति नोचितम् ।
न स्थलं नोपमानं हि वहिः किमपि सर्वतः ॥ ३ ॥*

* જે કાંઇ જગત્ છે તે સઘળું ઇશ્વરમાં છે માટે 'ઇશ્વર તે ક્યાં છે અને કેવા (કોના જેવા) છે?' એમ પુછવું જ યોગ્ય નથી, કેમકે કોઈ પણ સ્થળ કે કોઇ પણ ઉપમાન સઘળાંથી બહાર રહેતુ નથી. ('સઘળું જગત્' કહ્યું એટલે પછી સઘળાં સ્થળો તથા સઘળાં ઉપમાનો જગતની અંદરજ આવી જાય છે.)

# પાઠ ૪ થો.

## ઈશ્વરથી કશું છાનું રહેતું નથી.

દોહરો.

રહે ગુપ્ત પોતાથકી, જો પોતાનું. કામ;
રહે ગુપ્ત ઈશ્વરથકી, તોજ કોઈ પણ કામ.

**છોકરીઓ**—ત્યારે કાંઈ પણ ખોટું કામ કરતાં અમો અમારાં માબાપનો ડર રાખીએ છીએ તે કરતાં પણ ઈશ્વરથી વધારે ડરવું જોઇએ એમ થયું. કારણ કે માબાપ તો વખતે જાણી પણ નથી શકતાં અને ઈશ્વર તો બધું જુવે અને વળી જાણે પણ.

**મેહેતીજી**—ખરી વાત છે. માબાપ આપણી છુપી વાત કોઈ સમયે જાણે છે અને કોઇ સમયે નથી પણ જાણતાં. ઈશ્વર તો સઘળા સમયમાં સઘળું જાણે છે અને જુવે છે. જે જે કામ ધારવું કે કરવું હોય, તેમાં પ્રથમથી જ વિચાર રાખવો જોઇએ કે 'આ કામમાં ઈશ્વરનો અપરાધ તો નથી થતો?' જે જે કામમાં કાંઇ પણ અનીતિ થતી હોય, તે તે કામને ઈશ્વર અપરાધરૂપ જ ગણે છે. કોઈ સમયે 'અહિં આપણે એકલાંજ છીએ' એમ ધારીએ છીએ, પણ તે આપણી ભૂલ છે; કેમકે આપણાં સારાં નરસાં કામોને તથા વિચારોને જોનારો અને જાણનારો ઈશ્વર કોઇ સમયે પણ આપણી પાસે ન હોય, એમ હોતુંજ નથી. આપણી અંદર

રહેલો ઈશ્વર વાંધો લેતાં છતાં, (આ કામ ન કરવાનું છે, એમ જણાવતાં છતાં) જો આપણે તે કામ કરીએ તો આપણા જેવો ઈશ્વરનો અપરાધી કોણ ગણાય? ઉપરના પાઠમાંજ હું તમને ઈશ્વરના અંતરજામીપણા વિષે સમજાવી ગઇ છું, તે ધ્યાનમાં રાખો. કહ્યું છે કેઃ—

यत्र गच्छामि तिष्ठामि तत्राकाशो हि विद्यते ।
एवमीशोऽस्ति सर्वत्र किं गुप्येत ततो नरैः* ॥ ४ ॥

---

## પાઠ ૫ મો.

### ઈશ્વરથી ડરી ચાલવામાં લાભ.

દોહરો.

ઈશ્વરથી ડરિને સદા, જે નર વર્ત્યો જાય;
માન સંપદા સુયશ તો, વધે મળે ફેલાય.

છોકરીઓ—ત્યારે તો ઇશ્વરથી ડરીને ચાલવામાં ઘણો લાભ સમાયલો છે નહીં વારૂ?

મેહેતીજી—હા. જો તમો ઈશ્વરથી ડરતાં રહેશો અને કોઇ રીતે શરમાવા જેવું કોઇ કામ કરશો નહિ તથા તેવું બોલશો નહિ તો

*અર્થ—જ્યાં જઇએ અને ઉભા રહીએ, ત્યાં આકાશ હોય છેજ. આકાશની પેઠે ઈશ્વર સર્વ ઠેકાણે છે, માટે માણસો ઈશ્વરથી શું ગુપ્ત રાખી શકે? (કશું ગુપ્ત રાખી શકે, એમ નથી.) । ૪ ।

તમે બહુજ સુખી થશો અને ઉચાટ તથા ચિંતા તમારાથી દૂરજ રહેશે. જે માણસ કદી પણ અનીતિનું કામ ન કરે, તે માણસ સઘળે ઠેકાણે વખણાય છે, જ્યાં જાય ત્યાં માન પામે છે, મનમાં કશો ઉચાટ ન રહેવાને લીધે શરીરમાં પણ સુખી રહે છે, લોકોનો વિશ્વાસ બેસવાથી પોતાના ધંધામાં પણ ફાવે છે અને કોઇ ઠેકાણે પણ ઠપકો સાંભળતો નથી. આવા માણસને જેમ આ ભવમાં લાભ થાય છે, તેમ આવતા ભવમાં પણ ઈશ્વર ભણીથી લાભ મળે છે! 'સારાનું ફળ સારું છે અને નરસાનું ફળ નરસું છે' એવી જે આપણામાં કહેવત ચાલે છે, તે ખોટી નથી. આપણને સારી રીતે ચાલતાં છતાં કોઇ સમયે ઉચાટ જેવું જણાય તોપણ પરિણામે સારુંજ થશે અને જે કાંઇ ઉચાટ જેવું થયું હશે, તે પણ સારાને માટેજ નીવડશે. આ ઉપરથીજ આપણામાં 'ઇશ્વર જે કરે તે સારાને માટે' એ કહેવત ચાલે છે. કહ્યું છે કેઃ—

विश्यते स्वाद् यथार्हं च वर्तमानाय कर्मसु ।
राजा तुष्यति लोकाय तथेशोऽपीति बुध्यताम्* ॥ ५ ॥

---

* 'જેમ રાજા પોતાથી બી'તા અને પોતાની આજ્ઞા પ્રમાણે કામો કર્યાં જતા માણસ ઉપર રીઝે છે, તેમ ઇશ્વિર પણ પોતાથી બી'તા અને પોતાની આજ્ઞા પ્રમાણે કામો કરતા માણસ ઉપર રીઝે છે' એમ સમજો'. (૫)

# ધર્મનાં સત્ય આદિ રૂપોનું વ્યાખ્યાન.



## પાઠ ૬ ઠો.

### સત્ય અને તેના સંબંધમાં ઈતિહાસો.

દોહરો.

ચાલે સઘળા સત્યથી, લોકોના વ્યવહાર;
એક સત્ય ના હોય તો, જગત નષ્ટ નિરાધાર.

વિભાગ ૧ લો.

મેહેતીજી—છોકરીઓ! સત્યને ધર્મરૂપ નિયમોમાં પ્રથમ ગણાવેલું છે; તો હવે તે સત્ય એટલે શું? એ આજ તમને સમજાવું છું. જે સાચું હોય તે સત્ય કહેવાય છે. સત્ય બોલવું, બોલ્યું પાળવું, સત્ય શોધવું, સત્ય સમજવું, સત્ય નહિ છુપાવવું અને ખોટાની ખેંચ છોડી દેવી એ સઘળું સત્યનું પાલન ગણાય છે. માબાપ કે વડીલો કાંઇ વાત પુછે, ત્યારે જે વાત સાચી હોય તેજ બોલવાની ટેવ રાખવી. મનમાં એક વાત હોય અને મોહોડેથી બીજી વાત કરીએ એટલે આપણું કામ છુપાવવા માટે ખોટું બોલીએ તો એ વળી બીજું મોટું પાપ થાય છે; કેમકે તે માબાપની સામે અને ઈશ્વરની સામે પણ ઠગાઇ કરેલી ગણાય. આવી ઠગાઇ કરવાથી વડીલો ફરીવાર વિશ્વાસ કરે નહિ, પોતાનું મન પણ ઉચાટમાંથી છૂટે નહિ, બીજા માણસો નિંદા કરે અને ઈશ્વર પણ નારાજ થાય.

માણસ જે સમયે ખોટું બોલે કે ખોટું બોલવા ધારે, તે સમયે તેના શરીરનાં લક્ષણો પણ ફરી જાય છે. મોહોડાનો રંગ બદલાઇ જાય છે, કપાળમાં પસીનો વળે છે, વચનો ભાગાં ત્રૂટાં તથા એક બીજાથી ન મળતાં આવે એવાં બોલાય છે, મોહોડું સુકાય છે, હોઠ વાંકાચુંકા થઇ જાય છે, છાતી તથા પગ થરથરે છે અને આ પ્રમાણે થવાથી વૈદકમાં કહ્યા પ્રમાણે શરીરમાં પણ કેટલાક બિગાડ થાય છે. સાચું બોલનારો માણસ પ્રફુલ્લિત શરીરથી બોલી શકે છે તથા છૂટથી બોલી શકે છે. સાચું બોલનારાને નિંદા કે ધિક્કાર વગેરે કોઇ પણ પીડા આવતી નથી. આ ઉપરથી આપણામાં 'સાચને આંચ હોય નહિ' એ કહેવત ચાલે છે. પૃથ્વીએ કહ્યું છે કે 'હું સઘળાનો ભાર ઉપાડી શકું છું, પણ ખોટા બોલા માણસનો ભાર ઉપાડી શકતી નથી,*' ખોટું બોલવાથી મનમાં નીચ કલ્પનાઓ વધે છે, આપદાઓ આવે છે અને ભવિષ્યમાં જે સારું થવાનું હોય તે અટકી જાય છે.

## વિભાગ ૨ જો.

છોકરીઓ—વારું, પણ સાચું બોલવાથી કોઇ સમયે પોતાનેજ નુકસાન થવાનું દેખાય તો ખોટું બોલવું કે નહિ?

મેહેતીજી—ના! ગમે તેમ હોય તોપણ કદી ખોટું બોલવું નહિ. સારાં માણસો પોતાના ધનને, પુત્ર વગેરેને અને પ્રાણને પણ

* सर्वं सोढुमलं मन्ये ऋतेऽलीकपरं नरम्—(શ્રી ભાગવત અષ્ટમસ્કંધ અધ્યાય ૨૦ મો શ્લોક ૪ થો.)

હાનિ પહોંચવાનું દેખે તોપણ ખોટી વાત કદી બોલતાં નથી અને સાચી વાત કદી છુપાવતાં નથી. આ વિષય ઉપર *મહાભારતમાં એક જૂનો ઇતિહાસ છે તે તમને કહી સંભળાવું છું, તે ઉપર ધ્યાન આપો. પ્રહ્લાદ નામના રાજાનો વિરોચન નામે એક પુત્ર હતો અને અંગિરા નામના બ્રાહ્મણનો સુધન્વા નામે એક પુત્ર હતો. વિરોચન અને સુધન્વાએઓ વચ્ચે કોઇએક કન્યા પરણવા માટે વાંધો પડયો. વિરોચને કહ્યું કે 'હું ઉત્તમ છું માટે હું પરણું' અને સુધન્વાએ કહ્યું કે 'હું ઉત્તમ છું માટે હું પરણું.' વાંધો ચાલતાં ઠર્યું કે 'એ વિષયમાં પ્રહ્લાદ મહારાજનેજ પુછવું અને પ્રહ્લાદ મહારાજના કહેવા પ્રમાણે જે હારે તેના પ્રાણનો ધણી જીતનારો થાય.' બન્નેએ પ્રહ્લાદ મહારાજની પાસે જઇ તેમને પુછતાં પ્રહ્લાદ મહારાજે ખરેખરૂં કહ્યું કે 'વિરોચન! તારાથી સુધન્વા, મારાથી સુધન્વાનો બાપ અને તારી માતાથી સુધન્વાની માતા ઉત્તમ છે. માટે સુધન્વા તારા પ્રાણનો ધણી છે.' આ વખતે સુધન્વા ભલાંઇ ધરીને તથા મહારાજા પ્રહ્લાદના સત્ય ધર્મથી પ્રસન્ન થઇને બોલ્યો કે 'મહારાજા! આપને ધન્યવાદ છે. પ્રહ્લાદ મહારાજ! તમે પુત્રનો સ્નેહ છોડી દઈ સાચેસાચી વાત કરી, માટે તમારા પુત્રને હું છોડી દઉંછું; ભલે એ જીવતો રહે.' પછી એ કન્યા સુધન્વાને મળી અને પ્રહ્લાદને સારી કીર્તિની સાથે વધારે પૂજ્યતા મળી.

* સભાપર્વ અધ્યાય ૬૮ મો.

વિભાગ ૩ જો.

છોકરીઓ—આપે ગઈ કાલે જે કથા કહી તે અમે અમારાં વડીલ આગળ કરી તેથી તે રાજી થયાં અને અમને પણ તે બહુ ગમી છે, માટે એવા બીજા કોઇ ઇતિહાસો હોય તો તે સંભળાવો તો ઘણું સારૂં.

મેહેતીજી—છોકરીઓ! આ વિષયને માટે હરિશ્ચંદ્ર, બલિ અને દશરથ વગેરે રાજાઓના ઇતિહાસો ઘણા સારા છે, પણ બહુ લંબાણવાળા છે.

છોકરીઓ—લંબાણથી નહિ કહેતાં તેઓનો ટુંકો ટુંકો સાર કહેશો તો પણ અમો રાજી થઇશું.

મેહેતીજી—છોકરીઓ! સાંભળો–હરિશ્ચંદ્ર રાજાએ પોતાનું સત્ય વચન પાળવા માટે પોતાની રાણીને તથા પોતાના કુંવરને પણ વેચ્યાં હતાં અને છેવટ પોતાના શરીરને પણ વેચ્યું હતું.* બલિરાજાએ પોતાનું વચન પાળવા માટે બ્રાહ્મણને પોતાનું સઘળું રાજ્ય આપી દીધું હતું અને છેવટ પોતાનું શરીર પણ સોંપી દીધું હતું.† દશરથ રાજાએ પોતાનું બોલ્યું પાળવા માટે રામચંદ્રજી જેવા ગુણવાન્ પ્યારા પુત્રને પણ ચૌદ વર્ષ સુધીનો વનવાસ આપ્યો હતો અને તે પુત્રના વિયોગના દુઃખમાં જ પ્રાણ ખોયા હતા.‡ આમ કરવાથી એ ત્રણે મહાન્ રાજાઓની કીર્તિ ઇતિહાસ પુરાણોમાં તથા

* માર્કંડેય પુરાણ. અધ્યાય ૭ મો તથા ૮ મો.

† શ્રી ભાગવત. અષ્ટમસ્કંધ. ૧૫ માથી ૨૩ મા અધ્યાય સુધી.

‡ વાલ્મીકિરામાયણ. અયોધ્યા કાંડ.

સઘળા લોકોમાં આજ દિવસ સુધી ગવાઈ રહેલી છે અને તેઓને ઈશ્વરભણીથી પણ ઘણા સારા સારા લાભો મળ્યા છે.

વિભાગ ૪ થો.

છોકરીઓ—અમારાં વડીલો કહેતાં હતાં કે તમે સત્ય બોલવાથી થતા લાભો મળવાના ઇતિહાસો સાંભળ્યા, તેવાજ સત્યને છોડવાથી હાનિ થવાના ઇતિહાસો પણ છે, તે પણ તમારાં મેહેતીજી પાસેથી સાંભળજો. એવા પણ ઇતિહાસ છે ખરા કે?

મેહેતીજી—સાંભળો! 'ઉપરિચરવસુ' નામે એક મોટો રાજા હતો. એ વિમાનમાં બેસી આકાશમાં ફરતો હતો, અને તે એવો પ્રામાણિક ગણાતો હતો કે, તેના બોલને સઘળા લોકો ન્યાયરૂપ માનતા હતા. એક સમયે દેવતાઓ અને બ્રાહ્મણો વચ્ચે વિવાદ (વાંધો) ઉઠયો. દેવતાઓ કહેવા લાગ્યા કે 'યજ્ઞોમાં પશુઓનો ઉપયોગ કરવાનું વેદમાં કહ્યું છે;' અને બ્રાહ્મણો કહેવા લાગ્યા કે 'યજ્ઞોમાં ધાન્યોનોજ ઉપયોગ કરવાનું વેદમાં કહ્યું છે.' વિવાદ ચાલતાં ઉપરિચરવસુને પુછી ન્યાય લેવાનું ઠરવાથી દેવતાઓએ અને બ્રાહ્મણોએ ઉપરિચરવસુની પાસે જઇ, એ વિષયમાં તેનો અભિપ્રાય માગ્યો. ઉપરિચરવસુએ સાચી રીતે નહિ પણ દેવતાઓનો પક્ષપાત કરીને કહ્યું કે 'યજ્ઞોમાં પશુઓનો ઉપયોગ કરવાનું વેદમાં કહ્યું છે.' આ વચન બોલતાંજ એ રાજા પોતાની પદવીથી ભ્રષ્ટ થઇ વિમાનમાંથી પૃથ્વીના એક ઉંડા ખાડામાં જઇ પડયો અને ત્યાં તેને ઘણા સમય સુધી મોટું દુઃખ વેઠવું પડયું હતું.*

* મહાભારત, શાંતિપર્વ, અધ્યાય ૩૩૮ મો.

મહાભારતના યુદ્ધમાં દ્રોણાચાર્ય નામે બ્રાહ્મણ તથા તેનો પુત્ર અશ્વત્થામા કૌરવોના પક્ષમાં હતા. દ્રોણાચાર્ય બહુ બલવાન્ હતા અને પાંડવોના પક્ષને બહુજ પીડતા હતા. 'જ્યારે હું મોટું અપ્રિય સાંભળીશ, ત્યારે શસ્ત્ર છોડી દઇશ' એવી દ્રોણાચાર્યે પ્રતિજ્ઞા કરી હતી, કે જે પાંડવોના જાણવામાં હતી. પાંડવોના રાજા યુધિષ્ઠિર કે જે સત્યવાદી હોવાથી ધર્મરાજ કહેવાતા હતા, તેમણે યુદ્ધમાં અશ્વત્થામા નામનો એક હાથી મરી ગએલો હતો તે છતાં દ્રોણાચાર્યથી ગભરાએલા પોતાના ભાઇના કહેવાથી દ્રોણાચાર્યને છળ વચન કહ્યું કે 'અશ્વત્થામા મરાયો' આ ઉપરથી દ્રોણાચાર્યે શસ્ત્ર છોડી દેતાં, પાંડવોના સેનાપતિએ તેમને મારી નાખ્યા. આવી રીતે બે અર્થવાળાં મોઘમ વચન યુધિષ્ઠિર મહારાજ બોલ્યા તે પહેલાં તેમનો રથ ધરતીથી ચાર આંગળ ઉંચો ચાલતો હતો; પણ આ છળ વચન બોલ્યા કે તુરતજ ધરતીપર ચાલવા લાગ્યો* અને મરણ સમયે થોડીવાર સુધી તે રાજાને નરકભૂમિ પણ જોવી પડી હતી.†

છોકરીઓ—તે કેવી રીતે?

મેહેતીજી—એ ઘણી લાંબી અને ગહન વાત છે. જેમ જેમ તમે અભ્યાસ કરશો તેમ તેમ તે તમારાથી સમજાશે.

* મહાભારત. દ્રોણપર્વ. અધ્યાય ૧૯૦ માથી ૧૯૨ મા સુધી.
† મહાભારત. સ્વર્ગારોહણ. અધ્યાય ૨ જો.

## વિભાગ ૫ મો.

છોકરીઓ—અમારે તો માબાપ કે આપ વઢો એ બીકથી કોઇ કોઇ વખત કંઇ છુપાવી દેવું પડે છે; એ પણ અસત્યજ ગણાય કે નહીં ?

મેહેતીજી—અજાણતાં વાંકમાં આવવા જેવું કામ કરીએ, એ ભૂલ ગણાય છે; જાણી જોઇને વાંકમાં આવવા જેવું કામ કરીએ, એ પાપ ગણાય છે; અને વાંક છુપાવવા ખોટું બોલીએ તો એથી વળી બીજું પાપ લાગે છે. આમ છે માટે તમો કદી પણ જાણી જોઇને વાંક કરશો નહિ અને સમયપર થઇ જાય તો વડીલોની પાસે તે છુપાવવાનું કરશો નહિ, એ મારી ભલામણ છે. માબાપને પોતાનાં છોકરાં ઉપર સાચે સાચી રીસ ન હોય પણ દયાજ હોય, તેથી તેઓ ઘણું કરી તમારા વાંકને મનમાં લેશે નહિ; કદાચ લેશે તો પણ દયા રાખીનેજ તમને વઢશે કે મારશે. એટલે તેથી તમને મોટી પીડા તો થશેજ નહિ અને જે થોડીક પીડા થશે, તે પણ આવતા સમયમાં તમારા ભલાને માટેજ થશે. આથી જ કહેવાય છે કે 'માબાપ ઝેરી જીભથી નહિ પણ અમૃત ભરેલી જીભથી વઢે છે અને ઝેરી હાથથી નહિ પણ અમૃત ભરેલા હાથથીજ મારે છે.' આપણામાં કહેવત છે કે 'માની ગાળ તે ઘીની નાળ.' માબાપ કે વડીલો તમોને વઢે કે મારે મારે, તો તમારે ખમીજ રહેવું પણ રીસાવું નહિ, કે તેઓની સાથે જીભાજોડી કરવી નહિ. જે છોકરાંને રીસાવાની કે જીભાજોડી કરવાની

ટેવ પડી હોય, તેઓ મોટાં થતાં પણ ઠરી ઠામ બેસી શકતાં નથી. મોટાં થયા પછી સારી ટેવ પાડવા જઇએ તો પણ તેમાં આપણે ફાવતાં નથી. એ વાત ઉપરજ 'પાકી કોઠીએ કાના ન ચડે.' એ કહેવત ચાલે છે. 'જેમ સરાણેથી ઘસાયા વિના મણિઓ તેજસ્વી થતા નથી, તેમ વડીલોના વચનોનો કે હાથનો માર પામ્યા વિના છોકરાં બુદ્ધિમાન્ થતાં નથી,' એમ વિદ્વાનો કહે છે.

एकत्र सत्यमन्यत्र दानानि च तपांसि च ।
न्यस्यंते चेत्तुलाशिक्ये सत्यमत्र नतं भवेत्* ॥ ६ ॥

હવે સત્યનું સ્વરૂપ તમને સમજાવ્યું તે યાદ રાખજો અને નિત્ય શાસ્ત્રીજીએ કહેલી આ નીચેની કવિતા ગાજો, ભૂલશો નહીં અને વખત મળે ત્યારે તે ઉપર બીજા કવિઓની કવિતાઓ પણ છે તે ગોખી મોઢે કરજો.

ગરબી.

સુણો શામળા હું તમવિના ઘેલી બનીજો.—"એ રાગ."

સખિ! સ્નેહથી સત્ય નિત્ય જાળવો રે;
સુખી થાવા આ પરમ ધર્મ પાળવો રે. સખી૦ ૧
સર્વ શાસ્ત્રમાં વખાણ સત્યનાં કર્યાં રે;
ધન્ય વચન જે સદૈવ સત્યથી ભર્યાં રે. સખી૦ ૨
લોભ લાલચે અસત્યનું ગ્રહણ કરે રે;
પાપ પાશમાં પડી જરૂર તે ફસે રે. સખી૦ ૩
હૃદય સત્યથી ભરેલ હોય જે તણું રે;
મળે તેને યશ માન તેમ સુખ ઘણું રે. સખી૦ ૪

* અર્થ-કાંટાના એક પલ્લામાં સત્યને અને બીજા પલ્લામાં સઘળાં દાનોને તથા તપોને નાંખી જોખીએ તો તેઓમાં સત્યવાળું પલ્લું નમે, એમ છે. (૬)

# પાઠ ૭ મો.

## ઈશ્વર ભજન.

### દોહરો.

હરિ ભજતાં સુખ સાંપડે, ટળી જાય અજ્ઞાન;
જ્યમ જમતાં પોષણ મળે, મટે ભૂખ, એ માન.

### વિભાગ ૧ લો.

મેહેતીજી—છોકરીઓ, હવે હું ઈશ્વર ભજન વિષે તમને થોડું સમજાવું છું, માટે ચિત્ત દઇને સાંભળજો, ના સમજાય તો પુછજો અને આજ હું કહું છું તે ઉપર વારંવાર વિચાર કરજો; વિચાર કરશો ત્યારેજ સમજાશે.

છોકરીઓ—ઘણું સારૂ.

મેહેતીજી—'ઇશ્વર સર્વ પદાર્થોમાં છે.' એ તમને સમજાવ્યું છે; તો એ પ્રમાણે સર્વે પ્રાણીઓમાં ઈશ્વર હોવાની ભાવના રાખી કોઇ પણ પ્રાણીનું અપમાન કરવું નહિ, કોઇ પણ પ્રાણીની ઉપર કશી અનીતિ કરવી નહિ, એટલુંજ નહિ પણ સર્વ પ્રાણીઓની ઉપર દયા રાખવી, મનથી સહુને પ્રણામ કરવા, વડીલોને તથા વિદ્વાનોને હાથ જોડી પ્રણામ કરવા, બનતા સુધી યોગ્ય રીતે સર્વે પ્રાણીઓને રાજી રાખવાં અને ટુંકામાં કહીએ તો ઈશ્વરે બાંધેલા નિયમો પ્રમાણે વર્તવું એ ખરેખરૂં ઈશ્વર ભજન છે. આમ ઈશ્વર ભજન કરવાથી અદેખાઇ ટળી જાય છે, અહંકાર મટી જાય છે,

પરાયા ગુણનો દોષ ઠરાવવાની ટેવ જતી રહે છે અને તિરસ્કાર કરવાનો સ્વભાવ પણ દૂર થાય છે. જેમ રાજા પોતે બાંધેલા નિયમો પ્રમાણે ચાલનારાઓ ઉપર પ્રસન્ન થાય છે તથા તેઓએ પોતાની સેવા કરી માને છે, તેમ ઈશ્વર પણ પોતે યોજેલા નિયમો પ્રમાણે ચાલનારાઓ ઉપર પ્રસન્ન થાય અને તેઓએ પોતાની સેવા કરેલી માને છે, એ સમજાય એવું છે. જૂના સમયમાં એ રીતે ઈશ્વર ભજન કરવાનો ચાલ હતો, પણ સમય જતાં બુદ્ધિઓમાં ફેરફાર થવાને લીધે માણસોને એવી રીતનું ઈશ્વર ભજન કરવું કઠણ પડવાથી પાછલા સમયમાં ઠર્યું હતું કે 'ઈશ્વર વ્યાપક છતાં પણ જ્ઞાનમય છે, માટે જે માણસમાં જ્ઞાન અધિક હોય તેને ઈશ્વર માની તેનું દાનમાનાદિકથી ભજન (પૂજન તથા સેવન) કરવું, એ પણ ઈશ્વર ભજન છે.'* કાળની ગતિને લીધે જ્ઞાનવાળાં માણસોમાં પણ અગ્રણી(આગેવાન)પણાના વાંધા ઉઠવા લાગતાં છેવટ મહાન્ ઋષિઓએ એકઠા થઇ 'જેમ ઈશ્વર સર્વમાં છે, તેમ મૂર્તિમાં પણ છે અને મૂર્તિમાં પણ ઈશ્વરનું ધ્યાન સારી રીતે થશે એમ ધારી મૂર્તિ પૂજન કરવું એ પણ ઈશ્વર ભજન છે' એવો ઠરાવ કરીને તે ચાલુ કર્યું છે;† પણ વેદની સાથે વિરોધ નહિ આવવા દેવા માટે

* तस्मात्पात्रं हि पुरुषो यावानात्मा यथेयते ।
(શ્રી ભાગવત. સપ્તમ સ્કંધ. અધ્યાય ૧૪ મો શ્લોક ૩૮ મો.)

† दृष्ट्वा तेषां मिथो नृणामवज्ञानात्मतां नृप ।
त्रेतादिषु हरेरर्चा क्रियायै कविभिः कृता ॥
(શ્રી ભાગવત. સપ્તમ સ્કંધ. અધ્યાય ૧૪ મો શ્લોક ૩૯ મો.)

તેની સાથે એમ સમજાવ્યું છે કે 'જે માણસ બીજાં પ્રાણીઓનો દ્વેષ કરે અને માત્ર મૂર્તિમાંજ ઈશ્વર છે, એમ માને તેણે કરેલું મૂર્તિ પૂજન અફળ થાય.'

## વિભાગ ૨ જો.

છોકરીઓ—ત્યારે હમણાના સમયમાં મૂર્તિ પૂજન કરવું તથા મૂર્તિઓનાં દર્શન કરવાં એ ઈશ્વર ભજન ગણાય છે તેનું કેમ?

મેહેતીજી—છોકરીઓ! ઈશ્વર ભજનની સીમા મૂર્તિના પૂજનમાં તથા દર્શનમાંજ અટકતી નથી; મેં ઈશ્વર ભજનના જે પ્રકારો કહેલા છે, તેઓમાં મૂર્તિ પૂજન, માત્ર ઉમેરાય છે એમ સમજવાનું છે. ઈશ્વરે જે જાતિમાં જન્મ આપ્યો હોય, તે જાતિને અનુસરી પોતાના કામ કાજમાં બરોબર ધ્યાન આપવું, એ પણ ઈશ્વર ભજન છે. સહુ સહુએ પોતાના ધર્મને વળગી રહી તેમાં બતાવેલી નીતિ પ્રમાણે ચાલવું. ઈશ્વરની હાજરી સર્વ જગોએ છે અને ઈશ્વર સઘળું જુએ છે અને સાંભળે છે એમ માની પ્રાણીમાત્ર ઉપર દયા રાખવી તથા પરસ્પરને મદદ કરવી એ પણ કંઇ ઓછી ઈશ્વર ભક્તિ નથી. વળી આપણી મનુષ્યજાતિમાં જુવો કે ઈશ્વરે જેને સ્ત્રી જાતિમાં જન્મ આપ્યો છે તેમના શરીરના બાંધા કાંઇ કારકુની, ન્યાયાધીશપણું, વકીલાત, ડાકટરી, સિપાઈગિરી કે એવા બીજા પુરુષજાતિને છાજતા બહારના ધંધા કરવાને લાયક થવાય એવા આપ્યા નથી, પણ ઘરનાં કામકાજો કરવાને લાયક થાય એવાજ આપ્યા છે. માટે ઘરનાં કામકાજોમાં બરાબર પ્રવિણ

થવું તથા તત્પર રહેવું, એ પણ તેમને માટે એક જાતનું ઈશ્વર ભજન છે. બાળાઓ માટે ઘરનાં કામકાજ કરવાનો સમય દહાડે દહાડે પાસે આવતો જાય તેમ તેમ તેમણે પોતાનાં વડીલોની પાસેથી ઘરનાં કામકાજો કરવાનું બરાબર શીખવું જોઇએ કે જેથી જતે દહાડે તેમાં તેઓ પંકાય, અને ઈશ્વર પણ તેમણે પોતાનું ભજન કર્યું જાણી તેમના ઉપર પ્રસન્ન થાય છે. જે વડીલોના કહ્યા પ્રમાણે ન ચાલે, ઘરના કામકાજમાં જોઇતું ધ્યાન ન આપે અને રમતો રમવામાંજ લાગુ રહે તેને વડીલો વડે છે, જતે દહાડે લોકો ભણીથી પણ અપમાન મળે છે અને સાસરે ગયા પછી પણ વગો-વાયાથી સુખે બેસવાની વારી આવતી નથી. જે માણસો ઈશ્વરની આજ્ઞાથી ઉલટાં ચાલે, તેઓને સુખ ક્યાંથીજ મળે. વેદશાસ્ત્રમાં પણ સ્ત્રીઓએ ઘરનાં કામકાજમાં સાવધાન રહેવું, વાસણ વગેરે સઘળી સામગ્રી સ્વચ્છ રાખવી, રસોઇ ઘણીજ ચોખી તથા સારી કરવી અને વડીલોના કહ્યામાં રહેવું ઈત્યાદિ ઘણું ઘણું કહ્યું છે.

## વિભાગ ૩ જો.

છોકરીઓ—સારે સાધુ અને વેરાગી લોકો, કાંઈઆ લઈ ગાય છે, તેને પણ ભજન કહે છે તો તે પણ ઈશ્વર ભજન ગણાય કે નહિ?

મેહેતીજી—છોકરીઓ! કીર્તનોમાં તથા સાધુ વેરાગીઓનાં ગાયનોમાં ઈશ્વરનાં નામો આવે છે, ઈશ્વરે કરેલાં સૃષ્ટિ વગેરે કામોનું વર્ણન આવે છે અને સદ્દગુણો લેવાનો તથા ક્રોધ વગેરે

દુર્ગુણોનો ત્યાગ કરવાનો ઉપદેશ આવે છે, તેથી પણ ઈશ્વરનું સ્મરણ પ્રાપ્ત થાય છે, વળી રાગની મધુરતાને લીધે એકાગ્રતા થાય છે અને મનમાં ઘણી ઘણી સારી અસર થાય છે, માટે તે પણ ભજનમાં ગણાય છે, પરંતુ જેમાં તેવું કંઈ નથી હતું તેથી તમારે અળગાં રહેવું એવી મારી ભલામણ છે.

વિભાગ ૪ થો.

છોકરીઓ—વારૂં, ત્યારે જે વ્રતો કરવામાં આવે છે, તે પણ ઈશ્વર ભજનમાં ગણાય કે નહિ?

મેહેતીજી—વિચારથી જોઇએ તો વ્રતો કરવાનો મૂળ હેતુ ઘણો ઉંચો છે. માણસોનું મન ખાવા પીવા વગેરેના અનેક પદાર્થો ઉપર વારેઘડીએ દોડ્યાજ કરે છે. એ મનને એવી દોડાદોડમાંથી જેટલું જેટલું રોકીએ તેટલો તેટલો વધારે લાભ છે. વ્રતના દિવસોમાં એકવાર જ જમવું અથવા ફળાહાર કરવો કે ઉપવાસજ કરવો, કોઇ પણ પ્રાણીની હિંસા ન કરવી, કોઇને પણ ગાળ ન દેવી, ખોટું અમંગળ ન બોલવું, અપવિત્ર માણસોને કે વસ્તુઓને અડકવું નહિ, ક્રોધ કરવો નહિ, નીચ લોકોની સાથે બોલવું નહિ, ધોયા વગરનાં કપડાં પહેરવાં નહિ અને કોઇની એઠ ખાવી નહિ ઇત્યાદિ કેટલાએક સારા નિયમો પાળવાના છે. એ નિયમો મનની દોડાદોડને કેટલીક રીતે રોકે છે અને બીજા દિવસોમાં પણ મનને રોકવાની એક જાતની ટેવ પાડે છે. જો માણસોને મન રોકવાની ટેવ પડે તો તેના કરતાં બીજો કોઇ પણ લાભ ઉંચો હોય એમ નથી. આ રીતે વ્રતો બહુ

ઉપયોગી છે અને વળી તે વ્રતોમાં પૂજવામાં આવતાં ગાય કે તુલસી તથા પીપળા વગેરે ઝાડ પણ ઈશ્વરનાંજ રૂપ છે તથા લોકોનાં ઉપકારક છે* તેથી વ્રતોને ઈશ્વરભજનરૂપ ગણવામાં કશો બાધ નથી. જો ઉપર કહેલા નિયમો ઘણે અંશે ન પાળવામાં આવે તો તે કશા કામનાં નથી.

ईशभक्तेर्विरागः स्याद् विरागाच्चित्तशोधनम् ।
आत्मावबोधः स्यात्तस्मान्मुक्तिर्ह्यात्मावबोधतः† ॥ ७ ॥



* દેવપૂજનમાં ચંદન, ફૂલ, ધૂપ તથા દીપ હોય છેજ, તેથી મન પ્રફુલ્લિત રહે છે, હવા સારી થાય છે અને શરીરમાં આરોગ્ય પ્રાપ્ત થાય છે. ગાય પોતાના દહીં, દૂધ તથા ઘી વગેરે પદાર્થોથી તથા પોતાનાં સંતાનોથી સઘળા જગતને ઉપકાર કરે છે અને સર્વ જગતની માતારૂપ છે, એ વાત પ્રસિદ્ધજ છે. તુળસી સુગંધી છે, વળી તેમાં વીજળી ઉત્પન્ન કરવાનો ગુણ છે, પેટના અગ્નિને દીપ્ત કરનાર છે, હલકી છે અને મૂત્રકૃચ્છ, લોહીના બિગાડ, શળ, તાવ, હેડકી, દુર્ગંધ, ઉલટી, કોઢ તથા ઝેર એઓનો નાશ કરે છે, પીપળો ઠંડો છે, વર્ણને સારો કરે છે અને પિત્ત, કફ, ગુમડાં, લોહીના બિગાડ તથા દાહ એઓને ટાળે છે. (નિઘંટ સંગ્રહ)

† ઈશ્વરભજનથી વૈરાગ્ય થાય છે, વૈરાગ્યથી ચિત્તની શુદ્ધિ થાય છે, ચિત્તની શુદ્ધિથી આત્મજ્ઞાન થાય છે અને આત્મજ્ઞાનથી મુક્તિ થાય છે.

દુર્ગુણોનો ત્યાગ કરવાનો ઉપદેશ આવે છે, તેથી પણ ઈશ્વરનું સ્મરણ પ્રાપ્ત થાય છે, વળી રાગની મધુરતાને લીધે એકાગ્રતા થાય છે અને મનમાં ઘણી ઘણી સારી અસર થાય છે, માટે તે પણ ભજનમાં ગણાય છે, પરંતુ જેમાં તેવું કંઈ નથી હતું તેથી તમારે અળગાં રહેવું એવી મારી ભલામણ છે.

વિભાગ ૪ થો.

છોકરીઓ—વારું, ત્યારે જે વ્રતો કરવામાં આવે છે, તે પણ ઈશ્વર ભજનમાં ગણાય કે નહિ?

મેહેતીજી—વિચારથી જોઇએ તો વ્રતો કરવાનો મૂળ હેતુ ઘણો ઉંચો છે. માણસોનું મન ખાવા પીવા વગેરેના અનેક પદાર્થો ઉપર વારેઘડીએ દોડ્યાજ કરે છે. એ મનને એવી દોડાદોડમાંથી જેટલું જેટલું રોકીએ તેટલો તેટલો વધારે લાભ છે. વ્રતના દિવસોમાં એકવાર જ જમવું અથવા ફળાહાર કરવો કે ઉપવાસજ કરવો, કોઇ પણ પ્રાણીની હિંસા ન કરવી, કોઇને પણ ગાળ ન દેવી, ખોટું અમંગળ ન બોલવું, અપવિત્ર માણસોને કે વસ્તુઓને અડકવું નહિ, ક્રોધ કરવો નહિ, નીચ લોકોની સાથે બોલવું નહિ, ધોયા વગરનાં કપડાં પહેરવાં નહિ અને કોઇની એઠ ખાવી નહિ ઇત્યાદિ કેટલાએક સારા નિયમો પાળવાના છે. એ નિયમો મનની દોડાદોડને કેટલીક રીતે રોકે છે અને બીજા દિવસોમાં પણ મનને રોકવાની એક જાતની ટેવ પાડે છે. જો માણસોને મન રોકવાની ટેવ પડે તો તેના કરતાં બીજો કોઇ પણ લાભ ઉંચો હોય એમ નથી. આ રીતે વ્રતો બહુ

ઉપયોગી છે અને વળી તે વ્રતોમાં પૂજવામાં આવતાં ગાય કે તુલસી તથા પીપળા વગેરે ઝાડ પણ ઈશ્વરનાંજ રૂપ છે તથા લોકોનાં ઉપકારક છે* તેથી વ્રતોને ઈશ્વરભજનરૂપ ગણવામાં કશો બાધ નથી. જો ઉપર કહેલા નિયમો ઘણે અંશે ન પાળવામાં આવે તો તે કશા કામનાં નથી.

ईशभक्तेर्विरागः स्याद् विरागाच्चित्तशोधनम् ।
आत्मावबोधः स्यात्तस्मान्मुक्तिर्ह्यात्मावबोधतः† ॥ ७ ॥



* દેવપૂજનમાં ચંદન, ફુલ, ધૂપ તથા દીપ હોય છેજ, તેથી મન પ્રફુલ્લિત રહે છે, હવા સારી થાય છે અને શરીરમાં આરોગ્ય પ્રાપ્ત થાય છે. ગાય પોતાના દહીં, દૂધ તથા ઘી વગેરે પદાર્થોથી તથા પોતાનાં સંતાનોથી સઘળા જગતને ઉપકાર કરે છે અને સર્વ જગતની માતારૂપ છે, એ વાત પ્રસિદ્ધજ છે. તુળસી સુગંધી છે, વળી તેમાં વીજળી ઉત્પન્ન કરવાનો ગુણ છે, પેટના અગ્નિને દીપ્ત કરનાર છે, હલકી છે અને મૂત્રકૃચ્છ, લોહીના બિગાડ, શૂળ, તાવ, હેડકી, દુર્ગંધ, ઉલટી, કોઢ તથા ઝેર એઓનો નાશ કરે છે, પીપળો ઠંડો છે, વર્ણને સારો કરે છે અને પિત્ત, કફ, ગુમડાં, લોહીના બિગાડ તથા દાહ એઓને ટાળે છે. (નિઘંટ સંગ્રહ)

† ઈશ્વરભજનથી વૈરાગ્ય થાય છે, વૈરાગ્યથી ચિત્તની શુદ્ધિ થાય છે, ચિત્તની શુદ્ધિથી આત્મજ્ઞાન થાય છે અને આત્મજ્ઞાનથી મુક્તિ થાય છે.

# પાઠ ૮ મો.

## સ્વચ્છતા અને તેના સંબંધમાં ઇતિહાસ.

દોહરો.

શુચિતા રાખ્યાથી મળે, ધર્મ માન આરોગ્ય;
રુચિ કર લાગે વસ્તુઓ, બની હોય જે યોગ્ય.

### વિભાગ ૧ લો.

"રાધા ગરબે રમે છે રસ રંગમાં રે લોલ" એ ઢબ.

સદા સ્વચ્છતા ધરવાની રીત રાખજો રે લોલ,
મેલ તનમનથી દૂર કરી નાખજો રે લોલ;
મલિન વસ્ત્ર નાજ પેરજો ન ઓઢજો રે લોલ,
સેજ નિત્ય જોઇ શુચિ બનાવી પોઢજો રે લોલ. ૧
મિતાહારનીજ ટેવ રુડી પાડજો રે લોલ,
લત્ત જે નઠારી હોય તે મટાડજો રે લોલ;
વડીલને, હમ્મેશ રાજી રાજી રાખજો રે લોલ,
કડણુ વચન કોપ કરી કદી ન ભાંખજો રે લોલ. ૨
સદાચરણને પ્રમાણ ગણી ચાલજો રે લોલ,
ઉચિત કામ વગર સમય નહિંજ ગાળજો રે લોલ;
અમુક લાભ પામી મનથકી ન ફૂલજો રે લોલ,
ભજન ભાવે ભગવાનનું ન ભૂલજો રે લોલ. ૩
માન આપજો પરંતુ નાજ માગજો રે લોલ,
ભલી ભાતથી ભલાઈમાંજ લાગજો રે લોલ;
સહન શક્તિ રાખી રીસને ઉતારજો રે લોલ,
પુત્રિઓ! કદી ન શીખ આ વિસારજો રે લોલ. ૪

લાગે છે, ચામડીને સારી કરે છે, રુચિ ઉપજાવે છે અને માણસોમાં માન અપાવે છે.'

છોકરીઓ—સારાં સારાં કપડાં તો અમને બહુ ગમે છે.

મેહેતીજી—બાળાઓ! તમારે હલકી કીમતનાં કપડાં પહેરવામાં શરમાવું નહિ પણ મેલાં કપડાં પહેરવામાં શરમાવું. ભંગીને, અડકીને નહિ નહાનારા બીજા માણસોનો કે કુતરાનો સ્પર્શ થઇ જાય તોપણ તમો નાહ્યા ધોયા વિના ઘરમાં પેસશો નહિ. વાશી કપડાં પણ જુદાંજ રાખવાનો નિયમ રાખશો.

વિભાગ ૨ જો.

છોકરીઓ—બા! ત્યારે આપણામાં જે માણસો સૂતકી થાય છે, તેઓ નિત્ય નાહી ધોઈને ચોખ્ખાં થતાં છતાં પણ કોઇને અડકતાં નથી અને સૂતકની છેવટે જ્યારે નહાય છે તથા લુગડાં ધૂવે છે, ત્યારેજ સ્વચ્છતા થયેલી માને છે, તેનું કારણ શું હશે?

મેહેતીજી—સાંભળો! વેદશાસ્ત્ર ઈશ્વરની આજ્ઞારૂપ છે અને તે આજ્ઞાથીજ મતક [illegible] પાળવું પડે છે. 'આજ્ઞારૂપ વચનોને કારણનો વિચાર [illegible] ં માથેજ ચઢાવી લેવાં' એમ વિદ્વાનો કહેતા [illegible] હલકી સમજનાં માણસો આજ્ઞા-રૂપ વચનોનાં કાર[illegible] . સમયપર પોતાને તે કારણ નહિ મળવાથી આજ્ઞ[illegible] ુ ન ગણકારે, એટલા માટે વિદ્વાનોનું એ કહેવું [illegible] ુ તમોને રાજી કરવા માટે તમારા પુછવાનો ઉ[illegible] ાઇના, સગાં સંબંધીઓના કે

શરીરની તથા ચોટલાની અને સારી રીતે ધોવાયાથી કપડાં વગેરેની પણ સ્વચ્છતા થાય છે, એ તમારા જાણવામાં છે. કેટલીએક છોકરીઓ નહાતીજ નથી તથા મેલાં કપડાં પહેરે છે અને કેટલીએક નહાતાં છતાં પણ જોઇએ તેવી રીતે નહાતી નથી, તેથી તેઓનાં શરીર વાસ મારે છે તથા પગ મેલા જોવામાં આવે છે. સારાં માણસને મેલાં માણસોની સાથે વાતચીત કરવી પણ ગમતી નથી, ત્યારે તેઓને પાસે ઉભાં રાખવાં કે બેસાડવાં તો ગમેજ કેમ?

છોકરીઓ—નાજ ગમે.

મેહેતીજી—વળી શરીરમાં મેલ રાખવાથી તથા મેલાં કપડાં પહેરવાથી ઘણા ઘણા રોગ ઉત્પન્ન થાય છે અને મન પણ ઉંચી સમજણવાળું બની શકતું નથી. નહાવા ધોવાથી શરીરને તથા કપડાંઓને સ્વચ્છ રાખવામાં મોટો લાભ છે. વૈદકમાં કહ્યુ છે કે 'ઘસીને દાતણ કરવાથી મોઢું સાફ થાય છે, જીભમાં તથા મોઢામાં રોગ થતા નથી અને રુચિ, સ્વચ્છપણું તથા શરીરમાં હલકાપણું પ્રાપ્ત થાય છે. નહાવાથી ભૂખ સારી રીતે લાગે છે, શક્તિ તથા આયુષ્ વધે છે, ઉત્સાહ તથા બળની પ્રાપ્તિ થાય છે, ચળ મટે છે અને પરિશ્રમ, પસીનો, આલસ્ય, તરસ તથા બળતરા મટે છે. મેલાં કપડાં પહેર્યાથી શરીરમાં ચળ આવે છે, જુ વગેરે જીવડા ઉત્પન્ન થાય છે અને અણગમો, કુરૂપતા તથા દરિદ્રતા બહુજ પ્રાપ્ત થાય છે. સ્વચ્છ કપડાં આયુષ્ વધારે છે, આનંદ વધારે છે, રુડાં

લાગે છે, ચામડીને સારી કરે છે, રુચિ ઉપજાવે છે અને માણસોમાં માન અપાવે છે.'

છોકરીઓ—સારાં સારાં કપડાં તો અમને બહુ ગમે છે.

મેહેતીજી—બાળાઓ! તમારે હલકી કીમતનાં કપડાં પહેરવામાં શરમાવું નહિ પણ મેલાં કપડાં પહેરવામાં શરમાવું. ભંગીને, અડકીને નહિ નહાનારા બીજા માણસોનો કે કુતરાનો સ્પર્શ થઇ જાય તોપણ તમો નાહ્યા ધોયા વિના ઘરમાં પેસશો નહિ. વાશી કપડાં પણ જુદાંજ રાખવાનો નિયમ રાખશો.

વિભાગ ૨ જો.

છોકરીઓ—બા! ત્યારે આપણામાં જે માણસો સૂતકી થાય છે, તેઓ નિત્ય નાહી ધોઈને ચોખ્ખાં થતાં છતાં પણ કોઇને અડકતાં નથી અને સૂતકની છેવટે જ્યારે નહાય છે તથા લુગડાં ધૂવે છે, ત્યારેજ સ્વચ્છતા થયેલી માને છે, તેનું કારણ શું હશે?

મેહેતીજી—સાંભળો! વેદશાસ્ત્ર ઈશ્વરની આજ્ઞારૂપ છે અને તે આજ્ઞાથીજ સૂતક પાળવું પડે છે. 'આજ્ઞારૂપ વચનોને કારણનો વિચાર નહિ કરતાં માથેજ ચઢાવી લેવાં' એમ વિદ્વાનો કહેતા આવ્યા છે; હલકી સમજનાં માણસો આજ્ઞારૂપ વચનોનાં કારણો શોધવા માગે તો સમયપર પોતાને તે કારણ નહિ મળવાથી આજ્ઞારૂપ વચનોને પણ ન ગણકારે, એટલા માટે વિદ્વાનોનું એ કહેવું યોગ્ય છે; તો પણ તમોને રાજી કરવા માટે તમારા પુછવાનો ઉત્તર આપું છું. પીતરાઇના, સગાં સંબંધીઓના કે

પોતાના ઘરમાં જ્યારે કોઇનો જન્મ કે મરણ થયું હોય, ત્યારે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે દશ દિવસનું કે તેથી ઓછું સૂતક પાળવામાં આવે છે. જેના ઘરમાં બાળકનો જન્મ થયો હોય, તેના ઘરમાં સૂવાવડનો ખાટલો ઢાળવાને લીધે અને જેના ઘરમાં મરણ થયું હોય, તેના ઘરમાં પહેલાંથી મંદવાડનો ખાટલો હોવાને લીધે તથા મરણ થયાને લીધે ઘણીજ ગંદકી થાય છે. આવા સમયમાં તે ઘરવાળા પીતરાઇઓ તથા સગાં સંબંધીઓ સૂવાવડીનું કુશળ પુછવા માટે, બાળકને જોવા માટે, માંદા માણસની ચાકરી કરવા માટે તથા તેની ખબર પુછવા માટે વધતા ઓછા સંબંધના પ્રમાણમાં તેને ઘેર આવજાવ કરે છે; તેમજ ઘરવાળાં પોતે પણ સારવાર કરવામાં લાગુ રહ્યાં હોય એ સ્વાભાવિક છે અને તેથી તેઓને પણ ગંદકીનો સ્પર્શ કે હવા લાગે એ પણ સ્વાભાવિક છે. માંદું માણસ મરણ પામે તો તેના શબના સ્પર્શ વગેરેથી પણ કેટલીક ખરાબ અસર થાય, એ સમજાય એવું છે. આ સ્પર્શની કે હવાની અસર વધારેમાં વધારે દશ દિવસ સુધી રહે અને ઓછી આવજાવ તથા ઓછો સંબંધ રાખનારાં સગાં સંબંધીઓને તેથી ઓછી રહે, એ પણ ન સમજાય એવું નથી.

છોકરીઓ—ત્યારે સરકારે આ પ્લેગના વખતમાં દશ દિવસનું રોકાણ પણ એટલા માટેજ રાખ્યું હશે.

મેહેતીજી—જરા હસીને—હા—એવાજ વિચારથી તો ખરું. આ અસરને તમામ દૂર કરાવવાને માટે સૂતક ઉતરે ત્યારે તમામ કપડાં ધોઈ તથા સારી પેઠે નાહીને સ્વચ્છ થવાની આજ્ઞા હશે,

એમ મને લાગે છે. જેમ હમણા મરકીના સમયમાં નાખવામાં આવતાં ક્વારંટાઇનોનો હેતુ બગડેલી હવા ટાળવાનો છે, તેમ સૂતક પળાવવાનો હેતુ પણ એવાજ પ્રકારનો હોય, એમ જણાય છે. સૂર્ય-ગ્રહણ કે ચંદ્રગ્રહણ થવાનું હોય ત્યારે તે ગ્રહણ થયાથી પહેલાં પણ તેની મેલી અસર આપણા શરીરમાં, કપડાંમાં તથા ઘરમાં લાગુ પડતી હશે કે જેને લીધે સૂર્યગ્રહણમાં પહેલાંના ચાર પહોરથી અને ચંદ્રગ્રહણમાં ત્રણ પહોરથી સૂતક પાળવું શરૂ કરાવી, ગ્રહણ છૂટી જાય ત્યારે સૂતક ઉતારી સ્વચ્છ થવા માટે નહાવા ધોવાનું શાસ્ત્રમાં કહ્યું છે. ગ્રહણની અસર પશુ પક્ષીઓની ઉપર તથા ઝાડપાનની ઉપર પણ થાય છે, એમ શોધક લોકો કહે છે ત્યારે માણસની ઉપર થયા વિના કેમજ રહે? બૈરાંને પણ એટલા માટે અડચણના વખ-તમાં ત્રણ દિવસ સુધીનું પાકું સૂતક પળાવવામાં આવે છે તેને માટે ઘણુંજ મજબૂત કારણ છે, પણ તે તમારાથી હમણાં સમજી શકાશે નહિ.

### વિભાગ ૩ જો.

**છોકરીઓ**—બા! તમે આ સઘળું બહારની સ્વચ્છતા વિષે કહ્યું. હવે અમને શરીરની અંદરની સ્વચ્છતા વિષે સમજાવો.

**મહેતીજી**—છોકરીઓ! શરીરમાં મેલ તો કદી પણ ઉત્પન્ન થયા વિના રહેતોજ નથી. પણ તે મેલ ઓછો ઉત્પન્ન થાય અને તેથી શરીર સારું રહે એમ કરવાનું સાધન આપણા હાથમાં છે. 'જો પેટના બે ભાગ અન્નથી તથા એક ભાગ પાણીથી ભરી ચોથાં

આગને પવનના ફરવા માટે ખાલીજ રાખવામાં આવે, એટલે મિતાહાર કરવામાં આવે, ભૂખ લાગેલી જણાયા છતાં પણ નીમેલા સમયમાંજ જમવામાં આવે, જમવામાં બહુ ઉતાવળ કે લાંબી વાર ન કરવામાં આવે, ભારે પડે એવા પદાર્થો થોડા જમવામાં આવે, જમવાના મધ્યમાં પાણી પીવામાં આવે અને બનતા સુધી દહીં વગેરે પદાર્થો ખાવાથી દૂર રહેવામાં આવે, તો શરીરની અંદર મેલ થોડો ઉત્પન્ન થાય' એમ વૈદ્યકમાં કહ્યું છે. વળી! રસોઇને, વાસણોને, પાણીને, ઘરને, બિછાનાને તથા બીજાં રાચરચીલાંઓને પણ સ્વચ્છ રાખવાનું તમારે શીખવાનું છે, તે તમારાં વડીલો પાસેથી શીખજો. સ્વચ્છતા રાખવાની જે ટેવ હમણાથી પડશે, તે તમોને ઠેઠ સુધી કામ આવશે. સારી ટેવ પાડવી એ થોડા દિવસનું નહિ પણ પાંચ સાત વર્ષનું કામ છે, માટે તમો હમણાથીજ તેમાં કાળજી રાખશો, એવી મારી ભલામણ છે. સ્વચ્છતા રાખવાથી સર્વના શરીરમાં આરોગ્ય રહે છે, બળ વધે છે, મન સારું રહે છે, આયુષ્ વધે છે, લક્ષ્મી પ્રાપ્ત થાય છે અને પરલોકમાં પણ કલ્યાણ થાય છે. જે માણસો મન, શરીર, ઘર તથા રાચરચીલાં વગેરેની બરાબર સ્વચ્છતા રાખતાં નથી, તેઓના ઘરમાંથી લક્ષ્મી પણ પગ કરે છે (જાય છે.)

વિભાગ ૪ થો.

છોકરીઓ—બા! સ્વચ્છતા ન રાખવાથી એવડો બધો લક્ષ્મીનો શો અપરાધ કરવામાં આવે છે કે જેથી લક્ષ્મી જતી રહે છે.

મહેતીજી—છોકરીઓ! સ્વચ્છતા ન રાખવાથી સદાચારોનો

ત્યાગ તથા દુરાચારોનું ગ્રહણ પણ થાય છે, તેથી સ્વચ્છતા ન રાખનારાં માણસોનું ઘર લક્ષ્મીને ગમતું નથી. લક્ષ્મીનો એ સ્વભાવ છે. આ વિષયમાં મહાભારતમાંથી* એક જૂનો ઇતિહાસ તમને સંભળાવું છું કે જે ઉપર ધ્યાન દેવાથી તમોને બીજી પણ કેટલીએક સારી શીખામણો લેવાનું મળશે.

છોકરીઓ—હમણાં અમે તમને એવી કોઈ શાસ્ત્રમાંની વાતજ કહેવાનું કરતાં હતાં. એ સાંભળવાથી અમને બોધ સાથે ગમત મળે છે અને અમારાં વડીલો 'આજ શું શીખ્યાં' એમ પુછે ત્યારે અમે સાંભળેલું તેમને કહી સંભળાવીએ છીએ ત્યારે તે પણ રાજી થઇને 'યાદ રાખજો' એમ કહીને વહાલ કરે છે અને મનમાં હરખાય છે.

મેહેતીજી—એક દિવસે મહામુનિ નારદજી અને દેવતાઓના અધિપતિ ઈંદ્ર મહારાજ પ્રભાત થયા પહેલાં ગંગાજીમાં નાહી, સોનેરી રંગની રેતીવાળા તેના કિનારાપર બેઠા હતા અને અનેક જૂના જૂના ઈતિહાસો વિષે વાતો કરતા હતા; તે સમયે આકાશમાં સૂર્યનો ઉદય થતાં સૂર્યના સમીપમાં સૂર્યના જેવુંજ તેજનું એક મંડળ તેઓના જોવામાં આવ્યું અને તે નીચે ઉતરતું જણાયું. એ મંડળની અંદર ચળકતાં આભરણોવાળાં, અનેક દાસીઓવાળાં અને મોતીની માળાઓથી દીપી રહેલાં એક મોટાં દેવી વિમાનમાં બિરાજેલાં જોવામાં આવ્યાં. એ વિમાન નીચે ઉતરતું ઉતરતું ઈંદ્રના સમીપમાં આવવા લાગતાં ઇંદ્રે નારદજીની સાથે ઉભા થઈ કેટલેક

* શાંતિપર્વ, અધ્યાય ૨૨૯ મો.

સુધી વિમાનની સામે જઈ, દેવીની સારી પેઠે પૂજા કરી હાથ જોડી પ્રણામ કરી પૂછયું કે, 'દેવિ! આપ કોણ છો? કયાંથી આવ્યાં છો? શા કારણથી આવ્યાં છો? અને હવે આપને કયાં જવાનું છે? દેવી બોલ્યાં; "હું સદાચરણોવાળા લોકોની પાસે રહેનારી લક્ષ્મી દેવી છું, તે ઘણા કાળ સુધી દૈત્યોને સદાચરણવાળા જોઈ, તેઓની પાસે રહી હતી. દૈત્યો સત્ય ધર્મથી વર્તતા હતા, વડીલોની સેવા કરતા હતા, વિદ્યાભ્યાસમાં તત્પર રહેતા હતા, પોતાનાં ઘરોને સારી પેઠે સ્વચ્છ રાખતા હતા, ક્રોધ કે અદેખાઇ નહિ કરતા હતા, પરસ્પરની સાથે સંપથી વર્તતા હતા, દયા રાખતા હતા, સંતોષી રહેતા હતા, પોતાના મનને વશ્ય રાખતા હતા, બીજાઓએ કરેલા ઉપકારને વિસરતા નહિ હતા, લાજવાળા હતા, પોતાના માણસોને રાજી રાખતા હતા, નહાવા ધોવા વગેરેથી સ્વચ્છજ રહેતા હતા, સૂર્ય ઉગ્યા પછી કે સાયંકાળે સૂઈ રહેતા ન હતા પણ ઉદ્યોગી હોવાથી કદી પણ દિવસે નહિ સૂતાં રાતે માત્ર પંદર ઘડીજ (છ કલાકજ) સૂતા હતા, રાતે ભારે અન્ન કે દહીં જમતા નહિ હતા, દુ:ખિત લોકોને ધીરજ તથા સાહાય્ય દેતા હતા, બનતાં સુધી ક્ષમાશીળ રહેતા હતા, સમર્થ છતાં પણ અહંકાર નહિ ધરતા હતા, સર્વ વસ્તુઓની યોગ્ય સંભાળ કરતા હતા અને આલસ્યથી તથા લાલચથી રહિતજ રહેતા હતા.

છોકરીઓ.—બા! આ ઇતિહાસ લાંબો અને અઘરો જણાય છે તે યાદ નહિ રહે, માટે બાકીનો કાલ ઉપર રાખો તો સારું.

મેહેતીજી—હયો ત્યારે બંધ કરીએ, ના સમજાય ત્યારે પૂછવું, શરમાવું કે મુંઝાવું નહીં.

વિભાગ ૫ મો.

છોકરીઓ—બા! ગઇ કાલે અધૂરી રહેલી વાત પૂરી કરો. અમારાં વડીલોએ કહ્યું છે કે બહુ સારી છે, માટે આજે બધી સાંભળી આવજો અને "અમને કહેજો."

મેહેતીજી—ભલે, બહુ સારું, સાંભળો. પછીથી દેવી બોલ્યાં કે, 'જે અતિ સુખી હોય તે અતિ હર્ખાઇ જાય અને જે અતિ હર્ખાઇ જાય તે અવશ્ય ભૂલ ખાય' એ નિયમ પ્રમાણે કેટલેક કાળે તે દૈત્યો મદાંધ બનીને ક્રોધી તથા અધર્મી થયા છે, ધર્મની વાતો કરનારા સારા માણસોની હાંસી કરવા લાગ્યા છે, માન્ય લોકોને માન દેતા નથી, સ્નેહી સંબંધીઓમાં પણ કોઇનું ભૂંડું થતાં તેને કશી મદદ નહિ આપતાં ઉલટા રાજી થાય છે, નીચ કામો કરીને પણ ધન મેળવવામાં તત્પર થયેલા છે, પડેલાં કે બગડેલાં ઘરોને પાછાં સુધારતા નથી, વડીલોને દબાવી દઇ ઉદ્ધતાઈથી વર્તવા લાગ્યા છે, રસોઇમાં તથા ભોજનમાં સ્વચ્છતા રાખતા નથી અને બાળકો તથા ચાકર નોકરો ટગમગ જોતાં છતાં તેઓનો અનાદર કરી પોતેજ સારું સારું ખાવા લાગ્યા છે. એઓનાં ઘરોમાં ધાન્યો વેરાયેલાં હોય છે, એ ધાન્યોને ઉંદર તથા કાગડા ખાય છે, ચોમેર રજ પડેલી હોય છે, દૂધ દહીં ઉઘાડાં રહેવા દે છે, વાસણો તથા બીજાં રાચરચીલાં વિખરાયેલાં તથા મેલાંજ પડ્યાં રહે છે, સ્ત્રીઓ વાસણ વગેરેની

યોગ્ય સંભાળ રાખતી નથી, ગાય વગેરે પશુઓની સંભાળ લેવાતી નથી, ચોમેર કજીઆ ચાલી રહ્યા છે, સૂર્ય ઉગ્યા પછી જાગવાની તથા સાંજ પડતાંજ સૂઈ રહેવાની ટેવ પડી છે, નાહી ધોઇ સ્વચ્છ રહેવાની રુઢિ જતી રહી છે, પરોપકાર કરવાની પરંપરા નષ્ટ થઈ ગઇ છે, વહુઓ સાસુઓપર આજ્ઞા ચલાવવા લાગી છે તથા સાસુ દેખતાં છતાં ઉદ્ધતાઇથી બીજાઓની સાથે વાતો કરવા લાગે છે, સારાં નરસાંનો વિવેક રહ્યો નથી, માબાપોને વહુ દીકરાઓની ઇચ્છા જાળવવી પડે છે, સ્ત્રીઓ પતિઓને નોકર જેવા ગણવા લાગી છે અને અભક્ષ્ય પદાર્થોનું ભક્ષણ કરવું ચાલુ થયું છે. એ કારણને લીધે હું એ દૈત્યોને છોડી દઇ, તમારી (દેવતાઓની) પાસે રહેવા આવેલી છું, કેમકે તમો સદાચારવાળા જોવામાં આવો છો. જ્યાં હું રહીશ ત્યાંજ શ્રદ્ધા, ધીરજ, ક્ષમા, નમ્રતા અને શુભ આશા ઇત્યાદિ દેવીઓ રહેશે. હવે હું દૈત્યોની પાસે રહેવાની નથી." આ સાંભળી ઈંદ્ર મહારાજ એ દેવીનો મોટા માનપૂર્વક સ્વીકાર કરી પોતાની સાથે લઈ નારદજી સહિત દેવ સભામાં ગયા. નારદજીએ પણ તે દેવીને ઘણું માન આપ્યું.

છોકરીઓ—આપણા કવિ દલપતરામે પણ ફૂવડની ગરબી બનાવી છે એમ અમે સાંભળ્યું છે તે બા, તમને યાદ હોય તો કહો ને?

મેહેતીજી—એ ઠીક સંભાર્યું, લ્યો, એમાંની કેટલીક ટુંકા અને મોઢે છે તે લખાવું.

છોકરીઓ—લખાવો લખાવો.

મેહેતીજી—

### ગરબી.

મેં તો પ્હેલે પાવઠડે પગ મેલ્યો." એ રાગ.

સુણો સુણો ફુલેતી ફૂવડની, ઘણી ઉપમા દઇએ ચૂવડની. સુણો. ૧
ફૂવડનું શરીર જો સંભાળો, મહીં લાખો જૂઓ લીખો ભાળો. સુણો. ૨
જો વસ્ત્ર જુઓ જઇને પાસે, માંહી અધમણ મેલ ભર્યો ભાસે. સુણો. ૩
એની જગા જુઓ જો રાંધ્યાની, જાણે કોઢ બળદને બાંધ્યાની. સુણો. ૪
નીત્ય દહાડો પહોર ચડ્યા પુંઠે, આંખો ચોલતી ચોલતી ઉઠે. સુણો. ૫
નહી સ્વાદજ એની રસોઇ વિષે, માંહી કાંકરીઓને વાળદિસે. સુણો. ૬
જળ વાસણમાં શેવાળ વળે, તે નીર કદી સ્વપ્ને ન ગળે. સુણો. ૭
વાતે વળગે જ્યાં ત્યાં વાટે, ઘરમાં કુતરાં ઘંટી ચાટે. સુણો. ૮
શિર ચોટલો કેવો શોભાળો, જાણે શોભે સુગરીનો માળો. સુણો. ૯
હોય મેલ હમેશ પગે હાથે, એને શીદ અરજી જગને નાથે. સુણો. ૧૦
નવ ફરીએ ફૂવડની સંગે, વળગે અવગુણ આવી અંગે. સુણો. ૧૧
આ કહ્યાં કથન સમજુ કામે, દિધી શીખામણ દલપતરામે. સુણો. ૧૨

स्वच्छत्वे देहमनसोरर्थजातं न दुर्लभम् ।
ऐकमत्ये सुराभिव प्रजावर्गनृपालयोः* ॥ ८ ॥

---

* જેમ પ્રજા વર્ગનું અને રાજાનું એક મતપણુ હોય તો સુખ દુર્લભ નથી, તેમ દેહની અને મનની સ્વચ્છતા હોય તો ધર્મ, અર્થ, કામ તથા મોક્ષ એઓ-માંનો કોઈ પણ પુરૂષાર્થ દુર્લભ નથી.

# પાઠ ૯ મો.

## સંતોષ અને તેના સંબંધમાં ઇતિહાસ.

દોહરો.

સુખમય સઘળા જગતને, કરિ આપે સંતોષ;
માટે લાલચમાં પડી, શાને ધરવો શોષ. ૯

### વિભાગ ૧ લો.

છોકરીઓ—બા! તમે સ્વચ્છતા વિષે જે પાઠ આપ્યો, તે બહુ સારો લાગવાથી ગોખ્યા વગર પણ અમારા મનમાં કોતરાઇ ગયો છે. હવે સંતોષ વિષે અમોને સમજાવો.

મેહેતીજી—કન્યાઓ! જે કાંઇ ધન, દાગીના તથા કપડાં વગેરે પોતાની પાસે હોય કે સરલ રીતે કોઇની પાસેથી મળે, તેમાં અલંબુદ્ધિ (આ ઘણું છે—બસ છે, એવી સમજણ) રાખી વધારે લાલચ નહિ કરવી, એ સંતોષ કહેવાય છે. સંતોષ રાખનારાં માણસોને જે સુખ મળે છે, તે સુખ ધનના લોભથી દોડાદોડ કરનારાઓને કદી મળતું નથી. સારે માર્ગે ચાલતાં અને કોઇને સંતાપ નહિ આપતાં જે કાંઇ થોડું મળે તે પણ ઘણું છે, એમ સમજવું. કોઇની પાસે પણ માગવાનું વચન ન બોલવું, એ મોટું ભાગ્ય છે, એજ મનની મોટાઇ અને એજ મોટું સુખ છે. માણસ લાલચ રાખવાથી ઘડીવારમાં તરણા જેવો તુચ્છ બની જાય છે. જે માણસ સંતોષી હોય છે, તેનુંજ ભણવું, ગણવું તથા સારા ગુણો સફળ થાય છે અને મન શાંત રહેવાથી તેના શરીરમાં પણ આરોગ્ય રહે છે.

લાલચ રાક્ષસીની પેઠે માણસોને સંતાપે છે, ઝેરની પેઠે ગોથાં ખવરાવે છે, મદિરાની પેઠે ભાન વગરનાં કરી મુકે છે અને ઢેડીની પેઠે અભડાવી દે છે. લાલચ રાખનારાઓને સામા માણસોનાં દુર્વચનો સાંભળવાં પડે છે, મનમાં કચવાતાં છતાં પણ આંસુઓને રોકીને ખોટું ખોટું હસવું પડે છે, પોતાને મોઢે પોતાનાં વખાણ કરવા રૂપ પાપ પણ કરવું પડે છે, માન ખોવું પડે છે, ધીરજ છોડવી પડે છે અને લાજ મુકવી પડે છે. કેટલીએક છોડીઓ નવાં નવાં કપડાંની, નવી નવી બંગડીઓની, નવાં નવાં રમકડાંની, નવાં નવાં ઘરેણાંની અને નવી નવી ખાવાની વસ્તુઓની લાલચથી વારેઘડીએ માબાપોને તથા વડીલોને સંતાપ્યા કરે છે, પણ એ ટેવ બહુ નઠારી છે. વારેઘડીએ માગમાગ કરનારાં છોકરાં ગરીબ માબાપોને દુઃખદાયી થઇ પડે છે અને ધનવાન્ માબાપોને પણ અકારાં લાગે છે. જો બાળપણાથી માગમાગ કરવાની ટેવ પડી ગઇ હોય તો મોટાં થયા પછી પણ તે જતી નથી અને તેથી સાસરામાં પણ માન વગરનું થવું પડે છે.

### વિભાગ ૨ જો.

જ્યારે માણસ કાંઇ માગવાનું કરે છે, ત્યારે તેનું શરીર કંપે છે, મોઢું મલિન થઇ જાય છે, સ્વર બગડી જાય છે અને આખા શરીરમાં પસીનો વળી જાય છે. લાલચુ માણસ જ્યારે માગે છે, ત્યારે સામા માણસના મોઢામાં જે ભયંકર વિકાર ઉત્પન્ન થાય છે, તેની ખબર તમને હમણાં નાંહ પડતી હોય, પણ મોટાં થશો ત્યારે

પડશે. જ્યાં સુધી માગણીના અક્ષર ન નીકળ્યા હોય ત્યાં સુધીજ પોતામાં ડહાપણ, ટેક અને સામાનો પ્યાર રહે છે. છોકરીઓ! મારું વચન સ્મરણમાં રાખજો કે સમજુ માણસ, માગનારને જેટલું આપે છે, તેના કરતાં સંતોષીને અધિક આપે છે.

આ વિષયમાં એક ટુંકો ઇતિહાસ તમને સંભળાવું છું. 'સુદામા' નામનો એક નિર્ધન બ્રાહ્મણ અને શ્રીકૃષ્ણ ભગવાન્ ઉજ્જયિની નગરીમાં કોઈ ગુરુને ઘેર સાથે રહીને ભણતા હતા અને ત્યાં તેઓને સારી પેઠે મિત્રતા થઈ હતી. ભણી રહ્યા પછી સુદામા પોતાને ઘેર ગયો અને શ્રીકૃષ્ણ ભગવાન્ દ્વારકામાં જઇ મોટા રાજ્યનો અધિકાર પામ્યા. સુદામા નિર્ધનપણાને લીધે પોતાની સ્ત્રી તથા બાળબચ્ચાં પીડાતાં છતાં પણ કોઈની પાસે કશું માગતો ન હતો. આ રીતે ઘણાં વર્ષો જતાં એક દિવસે સુદામાને તેની સ્ત્રીએ કહ્યું કે 'શ્રીકૃષ્ણ ભગવાન્ તમારા મિત્ર છે, એમ તમારા કહેવાથી જાણું છું, માટે તમે તેમની પાસે જઇને કાંઇક ધન માગી આવો.' સુદામાને માગવાની વાત તો ગમી નહિ, પણ 'મિત્રનો સમાગમ થાય એ સારૂં છે.' એટલું મનમાં આવ્યું. પછી સુદામા ચાલતો ચાલતો દ્વારકામાં શ્રીકૃષ્ણની પાસે ગયો. શ્રીકૃષ્ણે ઘણું માન આપ્યું તથા ઘણી સરભરા કરી. સુદામા શ્રીકૃષ્ણના સમાગમથી પ્રસન્ન થઈ કશું માગ્યા વગરજ શ્રીકૃષ્ણની રજા લઈ પાછો પોતાને ઘેર આવ્યો. શ્રીકૃષ્ણ ભગવાને સુદામાના સંતોષનો વિચાર કરી, સુદામાને પાછ-

ળથી તુરતજ એટલી બધી લક્ષ્મી આપી કે જેવી લક્ષ્મી રાજાઓની પાસે પણ હોતી નથી.*

संतोषाद्य धनौघाद्य सुखं तुल्यं प्रजायते।
भाद्याभिर्वर्तते लोभो द्वितीयस्मात्प्रवर्धते† ॥ ९ ॥

## પાઠ ૧૦ મો.

### સંપ તથા તેના સંબંધમાં ઇતિહાસો.

દોહરો.

સંપ સજ્યાથી થાય છે, વિજય હર્ષ કલ્યાણ;
જો કુસંપ ફેલાય તો, થાયજ મોટી હાણ. ૧૦

વિભાગ ૧ લો.

છોકરીઓ—બા! ધર્મનાં રૂપોમાં તમે સંતોષ પછી સંપ ગણેલો છે અને અમારાં વડીલો પણ વ્યવહારમાં સંપની ઘણી જરૂર હોવાનું કહે છે, માટે હવે સંપ વિષે સમજાવો.

મેહેતીજી—છોકરીઓ! ઘરનાં માણસોની, ભાભીઓની, સાસૂની, નણંદની, દેરાણી જેઠાણીની, સગાં સંબંધીઓની અને બીજાં પણ માણસોની સાથે કશો વિરોધ કે મત ભેદ થાય, એવું નહિ થવા દેતાં એકમતથી વર્તવું, એ સંપ કહેવાય છે. જ્યાં સંપ હોય છે ત્યાં લક્ષ્મી વસે છે અને જ્યાં કજીઆ કંકાસ હોય ત્યાંથી લક્ષ્મી

* શ્રીભાગવત, દશમસ્કંધ, અધ્યાય ૮૦ મો તથા ૮૧ મો.

† સંતોષથી અને નાણાના જથ્થાથી સુખ તો સરખુજ થાય છે, પરંતુ સંતોષથી લોભ અટકે છે અને નાણાના જથ્થાથી ઉલટો વધે છે.

પગ કરે છે, એ હું પ્રથમ કહી ગઈ છું. સંપના પરિણામને હમણા તમો થોડોજ જાણી શકશો પણ મોટાં થયા પછી તે સારી પેઠે જાણવામાં આવશે. જે ઘરમાં, જે વર્ગમાં કે જે રાજ્યમાં માણસો સંપસંપીને વર્તે છે, ત્યાં સુખસંપત્તિ દિનપરદિન વધતી આવે છે, શત્રુઓના મોટા મોટા પ્રયત્નો પણ વિફળ થાય છે, ધારેલાં મોટાં મોટાં કામો પાર પડે છે અને કોઈ દુઃખદાયી ખટપટ ઉભી થતી નથી. તમો ભોજાઈઓથી, નણંદોથી અને બીજાં પણ લાગતાં-વળગતાં માણસોથી સંપીને રહેજો, કોઈની ખણખોદ કરશો નહિ, કોઈનું મન દુખાવશો નહિ, કોઈની સામે મોઢું મરડીને ચાલશો નહિ, કોઈનાં છિદ્ર ઉઘાડાં કરશો નહિ અને કોઈ ભૂલ કરતું હોય તો ધીરજથી તેને પોતાનેજ સમજાવીને તેની ભૂલ સુધારશો તો સંસારમાં સર્વદા સુખી રહેશો. આપણી જાતિ એટલે સ્ત્રીજાતિ ઘણું કરીને પુરુષજાતિ કરતાં થોડી સમજવાળી અને ટૂંકી નજરવાળી હોય છે, તેથી તેમાં કજીઆ કંકાસ વધારે થાય છે, એક બીજાની સાચી ખોટી વાતો કરવાની ટેવ વધતી જાય છે, કોઇને ઠપકો દેવાતો જોઈ મનમાં રાજીપો થાય છે અને ઘરમાંથી તુરત જૂદાં પડી સ્વતંત્ર થવાનું મન થાય છે. તમો ધ્યાનમાં રાખશો કે સંપ તોડ-વાથી પોતાનીજ નબળાઈ થાય છે, પોતાનેજ ઘણું વેઠવું પડે છે અને પોતાનુંજ વગોણું થાય છે. આપણે એકઠાં હોઇને જે કામ કરી શકીએ છીએ, તે કામ જૂદાં પડીને કરવાની આપણામાં શક્તિજ રહેતી નથી. જુઓ કે ઘણાં ખડ ભેળાં ગોઠવી બનાવેલી

દોરીને ઉખેળી નાંખી ખડ જૂદાં પાડી નાંખવામાં આવે તો તેઓ નકામાંજ થઇ જાય છે. સાસૂ વહુ વચ્ચે, નણંદ ભોજાઈ વચ્ચે, દેરાણી જેઠાણી વચ્ચે, વેહેવાણો વચ્ચે, પડોસણો વચ્ચે અને એવીજ કેટલીએક બીજી જગોમાં જે કજીઆ કંકાસ, ખણખોદ તથા તેથી થતા માઠાં પરિણામો જોઇએ છીએ, તેઓનું મૂળ કારણ વિચારી જોઈશું તો સ્ત્રીઓએ કરેલી ભૂલ શિવાય બીજું કશું જોવામાં આવવાનું નથી.

વિભાગ ૨ જો.

છોકરીઓ—બા! ઇતિહાસો સાંભળવાનું અમને બહુ મન થાય છે, માટે કુસંપથી હાનિ તથા સંપથી લાભ થયાના સંબંધમાં કોઈ ઇતિહાસો હોય તો અમને સંભળાવો.

*મેહેતીજી*—કન્યાઓ! આ વિષયમાં ઇતિહાસો તો ઘણા છે, પણ તેઓમાંથી બે ચાર તમને ટુંકામાં સંભળાવું છું.

લંકાના એટલે સિંહલદ્વીપના મોટા રાવણ નામના રાજાને અયોધ્યાના રાજા દશરથના પુત્ર રામચંદ્રજી કે જે પિતાનું સત્ય વચન પાળવા માટે ચૌદ વર્ષ સુધી પોતાના પ્રિય ભાઈ લક્ષ્મણની સાથે અને પોતાનાં પ્રિય પતિવ્રતા પત્ની સીતાજીની સાથે જંગલમાં રહ્યા હતા, તેમની સાથે મોટો વિરોધ ઉત્પન્ન થયો હતો. રાવણની પાસે ઘણુંજ ધન હતું ત્યારે રામચંદ્રજી પાસે કશું પણ ધન નહિ હતું; રાવણની પાસે રાક્ષસોની મોટામાં મોટી પ્રબળ સેના હતી, ત્યારે રામચંદ્રજીની પાસે માત્ર વાનરાઓનીજ સેના હતી.

રાવણ જ્યારે મોટા સમુદ્રથી વીંટાએલા સિંહલદ્વીપમાં રાજ્ય કરતો હતો ત્યારે રામચંદ્રજી ખુલ્લાં જંગલમાં માત્ર કંદમૂળ તથા ફળ ખાઇને રહેતા હતા. રાવણની આવી ઉંચી સ્થિતિ છતાં પણ જ્યારે તેને તેના ભાઈ વિભીષણની સાથે કુસંપ થયો, ત્યારે સઘળું ધન તથા બળ નકામું થઈ ગયું અને યુદ્ધમાં રામચંદ્રજીના હાથથી કપાઈ જઇને રણભૂમિમાં શયન કરવું પડયું હતું. આ યુદ્ધમાં રામચંદ્રજીને જે વિજય મળ્યો, તે માત્ર પોતાના ભાઈ લક્ષ્મણની અને વાંદરાઓની સાથેના સંપનો પ્રભાવ હતો.

કૌરવો અને પાંડવો વચ્ચે જ્યારે પાણિપતના મેદાનમાં (કુરુક્ષેત્રમાં) મોટું યુદ્ધ થયું, ત્યારે કૌરવોનો પક્ષ સેનાથી, ધનથી તથા બીજી પણ સઘળી રીતે પ્રબળ હતો. એ પક્ષમાં રાજાના માનીતા કર્ણને, પોતે મહા ઉદાર તથા મહાવીર છતાં પણ જરાક ટચાકપણાને લીધે ભીષ્મ પિતામહની, દ્રોણાચાર્યની તથા કૃપાચાર્યની સાથે કુસંપ હતો. આ કુસંપથી તેઓના મતો અંદર અંદર મળતા નહિ આવવાને લીધે યુદ્ધમાં કૌરવોનો તથા તેઓના પક્ષનો છેક વિનાશ થઇ ગયો હતો અને પાંડવોને ઘણી હાનિ પહોંચ્યા છતાં પણ વિજય મળ્યો હતો. પાંડવોને જે વિજય મળ્યો હતો તે માત્ર ભાઇઓ વચ્ચેના તથા સેના વચ્ચેના સંપના પ્રભાવથીજ મળ્યો હતો.

### વિભાગ ૩ જો.

દ્વારકામાં યાદવોનું સઘળી સંપત્તિવાળું મોટું રાજ્ય હતું. એ રાજ્યથી બીજાં સઘળાં રાજ્યો દબાતાં હતાં. એક સમયે યાદવો

યાત્રા કરવા માટે પ્રભાસ ગયા. ત્યાં 'સાત્યકિ' નામનો યાદવ કે જે પાણિપતના યુદ્ધમાં પાંડવોના પક્ષમાં હતો અને 'કૃતવર્મા' નામનો યાદવ કે જે તે યુદ્ધમાં કૌરવોના પક્ષમાં હતો, તેઓ વચ્ચે વિવાદ ઉઠયો. સાત્યકિ 'પાંડવોનો ન્યાય હતો અને કૌરવોનો અન્યાય હતો' એમ કહેવા લાગ્યો અને કૃતવર્મા એથી ઉલટું એટલે 'કૌરવોનો ન્યાય હતો અને પાંડવોનો અન્યાય હતો' એમ કહેવા લાગ્યો. આ વિવાદ ભારે ચડસાચડસી ઉપર આવ્યો. તેથી સઘળા યાદવોમાં બે પક્ષ બંધાઈ ગયા અને અંતે એવી લડાઈ થઈ કે તેમાં સઘળા યાદવોનો ક્ષય થઈ ગયો.*

આ તો સઘળા જૂના ઇતિહાસો કહ્યા પણ હવે સાતસો વરસ પહેલાંનો જ એક ઇતિહાસ કહું છું.

દિલ્લીમાં 'પૃથીરાજ' નામે મોટો રાજા હતો અને કનોજમાં 'જયચંદ્ર' નામે મોટો રાજા હતો. ઘણું કરી સઘળા હિંદુસ્તાન ઉપર એઓનીજ આણ ચાલતી હતી, પણ એઓનાં મન કુસંપને લીધે પરસ્પરથી જૂદાં હતાં. ઘોરનો સુલતાન શાહબુદ્દીન હિંદુસ્તાન લેવા માટે પૃથીરાજ ઉપર ઘણીવાર ચઢી આવ્યો હતો અને પૃથીરાજે તેને લડાઇમાં ઘણીવાર હઠાવી કહાડચો હતો. છેવટ જ્યારે છેલી વાર શાહબુદ્દીન ચઢી આવ્યો ત્યારે પૃથીરાજને જયચંદ્રની મદદ નહિ મળવાથી શાહબુદ્દીને પૃથીરાજનું રાજ્ય લઇ લીધું. અને પૃથીરાજ ત્રૂટયા પછી થોડાજ સમયમાં જયચંદ્રનું રાજ્ય પણ લઈ લીધું. આ

* મહાભારત, મૌસલપર્વ.

સમયથી હિંદુસ્તાનનું મહારાજ્ય હિંદુ રાજાઓના હાથમાંથી ગયું છે, તે આજ સુધી પાછું આવ્યું નથી.

माभूत् कुत्रापि भेदाख्या कृत्या प्रक्षयकारिणी ।
यतो नष्टान्यनेकानि राज्यानि च कुलानिच* ॥ १० ॥

## પાઠ ૧૧ મો.

### પરોપકાર.

દોહરો.

યથાશક્તિ સમજુ જને, કરવો પર-ઉપકાર;
આશા પ્રત્યુપકારની,† નહિ ધરવી એ સાર. ૧૧

વિભાગ ૧ લો.

છોકરીઓ—વા! સંપ વિષે અમારા સમજવામાં સારી પેઠે આવ્યું છે, અમો જીવતાં સુધી અમારાં લાગતાં વળગતાં માણસોની સાથે સંપથીજ વર્તવા ઈચ્છીએ છીએ અને એ અમારી ઈચ્છાને ઈશ્વર પાર પાડે, એમ માગીએ છીએ. હવે પરોપકાર વિષે અમને સમજાવો.

મેહેતીજી—છોકરીઓ! જો ઊંચી શક્તિ હોય તો સર્વ માણસોનું, મધ્યમ શક્તિ હોય તો માણસોના અમુક વર્ગનું અને થોડી શક્તિ હોય તો માણસોના અમુક વર્ગનું અને તેથી થોડી શક્તિ હોય

* મોટો વિનાશ કરનારી 'કુસંપ' નામની બલા કદી પણ ન હોજો, કે જે બલાને લીધે અનેક રાજ્યોના અને કુલોના વિનાશ થઈ ગયા છે.

† ઉપકારનો બદલો લેવાની.

તો કોઈ પણ માણસનું ભલું કરવું, એ પરોપકાર કહેવાય છે. પરોપકાર નિષ્કામ રીતે એટલે કશો પણ બદલો લેવાની લાલચ નહિ રાખીને કરવો, એ ઉત્તમ છે. પરોપકારી માણસો કીર્તિને અને બીજાં માણસોના આશીર્વાદને એવાં પ્રાપ્ત થાય છે કે જેથી પરલોકમાં ઈશ્વરભણીથી તેઓનું કલ્યાણ થાય છે અને આ લોકમાં નામ અમર રહે છે. પરોપકારને માટેજ સારા ધનવાન્ ગૃહસ્થો ભણવાની શાળાઓ સ્થાપે છે, દવાખાનાં કાઢે છે, અનાથાશ્રમો બાંધે છે, સ્મશાનો બંધાવે છે, સારા સારા ગ્રંથો રચે છે તથા રચાવે છે, કૂવા તથા બગીચા વગેરે કરાવે છે, પશુઓનાં રક્ષણની ગોઠવણો કરે છે, પુસ્તકાલયો સ્થાપે છે, છાત્રવૃત્તિ સારુ ધન આપે છે, (સ્કૉલરશીપોનાં ફંડો કરે છે) અને એવાજ પ્રકારનાં બીજાં કેટલાંએક સારાં કૃત્યો કરે છે. પરોપકારનો વિચાર ચાલે ત્યારે અંગ્રેજ લોકો જેવા પર-ધર્મીઓમાં અને શૂદ્ર લોકોમાં ચાલતી, વિધવાઓનાં પુનર્લગ્ન કર-વાની તથા ખાવા પીવામાં સહુની એકતા રાખવા વગેરેની રૂઢિઓ ઉપર ધ્યાન આપી કાચા તથા ઉછાંછળા વિચારના કેટલાએક લોકો તેની યોજના કરવા લાગે છે, તો તેથી અર્થને બદલે અનર્થ પણ ઉત્પન્ન થાય છે અને આર્ય લોકોના પ્રાચીન ધર્મ માર્ગનો મોટો ભંગ થાય છે, એ વાત પણ ધ્યાનમાં રાખવા જેવી છે. પ્રાચીન સમયમાં કેટ-લાએક મહાત્મા લોકો પોતાના સર્વસ્વને અને પ્રાણને પણ વિનાશી સમજી તેઓનો પણ પરોપકારને માટે ત્યાગ કરતા હતા. હાલના સમયમાં તેઓનું અનુકરણ બની શકે એમ નથી અને કરવું પણ

યોગ્ય નથી; તો પણ પરોપકાર કરવાના બીજા કેટલાએક પ્રકારો ધર્મને બાધ ન આવે, એવી રીતે કરવા, એ મનુષ્ય માત્રનું કર્તવ્ય છે. જીવીને પોતાનો અર્થ સાધવામાં તો સઘળા માણસો તત્પર રહે છે, પણ જે માણસ પરોપકાર સાધવામાં તત્પર રહે તેને ધન્યવાદ છે. છોકરીઓ! હમણા તો તમો તમારા વડીલોને આધીન છો અને તેમ રહી વડીલોને પૂછયા વગર કશું કરવું નહિ, એ તમારો ધર્મ છે, પણ જ્યારે તમે મોટાં થઈ સાસરે જાઓ અને ઘરની સઘળી લગામ તમારા હાથમાં આવે, ત્યારે પણ પરોપકાર કરવામાં ધનની મોટી રકમ ખરચવા કે સ્થાવર મિલકતનો ઉપયોગ કરવા ધારો તો ઘરના પુરૂષ વર્ગની કે કુળના પ્રતિષ્ઠિત પુરુષોની સંમતિ લીધા વગર તે કામમાં ઉતરશો નહિ. મનુએ કહ્યું છે કે 'સ્ત્રીજાતિએ બાલ્યાવસ્થામાં માબાપ વગેરે વડીલોના તાબામાં રહેવું, યૌવન અવસ્થામાં પતિના તાબામાં રહેવું અને વૃદ્ધ અવસ્થામાં પુત્રોના તાબામાં રહેવું; પણ કદી સ્વતંત્રતાથી વર્તવું નહિ. સ્ત્રી કેવળ સ્વતંત્ર થવાને લાયકજ નથી.'*

વિભાગ ૨ જો.

છોકરીઓ—બા! 'પરોપકાર કરનાર માણસ પરલોકમાં કલ્યાણ પામે છે અને આ લોકમાં તેનું નામ અમર રહે છે' એમ તમે કહી ગયાં, તો એ વિષે અમે કોઈ ઇતિહાસ સાંભળવા ઇચ્છીએ છીએ.

---

* पिता रक्षति कौमारे भर्ता रक्षति यौवने ।
रक्षंति स्थविरे पुत्रा न स्त्री स्वातंत्र्यमर्हति ॥
(મનુસ્મૃતિ, અધ્યાય ૯ મો, શ્લોક ૩ જો.)

મેહેતીજી—છોકરીઓ! બહુ સારું. કોઈ ઇન્દ્રદ્યુમ્ન નામે મોટો રાજા આ લોકમાં અનેક યજ્ઞો કરવાથી તથા અનેક દાનો આપવાથી મોટી કીર્તિ મેળવીને સ્વર્ગમાં ગયો હતો. ઘણો ઘણો કાળ વ્યતીત થવાને લીધે આ લોકમાં ચાલતી તેની કીર્તિ નષ્ટ થતાં તે રાજાને સ્વર્ગમાં મળતું સુખ પણ નષ્ટ થવા ઉપર આવ્યું. આ સ્થિતિ જોઈ ખેદ પામેલા તે રાજાએ પૃથ્વીપર ચિરંજીવી કહેવાતા માર્કંડેય મુનિની પાસે આવીને પુછ્યું કે 'હું કે જે ઈંદ્રદ્યુમ્ન રાજા છું, તેને ઓળખો છો?' માર્કંડેય બોલ્યા. 'અમો તપસ્વી લોક હોવાથી સર્વદા જંગલમાં જ રહીએ છીએ, કોઈ સમયે ગામમાં રહીએ તો ત્યાં એક રાત કરતાં વધારે રહેતા નથી અને જપ તપ વગેરે પોતાનાં કર્મમાં જ તત્પર રહીએ છીએ, તેથી તમારી ઓળખાણ પડતી નથી.' ઈંદ્રદ્યુમ્ન બોલ્યો 'આ લોકમાં કોઈ તમારા કરતાં વધારે વૃદ્ધ છે?' માર્કંડેય બોલ્યા. 'અહીંથી ઘણે દૂર હિમાલય પર્વતમાં પ્રવારકર્ણ નામનો ઘૂવડ રહે છે અને તે મારા કરતાં વધારે વૃદ્ધ છે.' આ સાંભળી ઈંદ્રદ્યુમ્ન રાજાએ માર્કંડેયને સાથે લઈ એ ઘૂવડની પાસે જઈ તેને પુછ્યું કે, હું કે જે ઈંદ્રદ્યુમ્ન રાજા છું તેને તું ઓળખે છે?' ઘૂવડ જરાવાર ધ્યાન કરીને બોલ્યો. 'મને તમારી ઓળખાણ નથી' ઈંદ્રદ્યુમ્ન બોલ્યો. 'આ લોકમાં કોઈ તારા કરતાં વધારે વૃદ્ધ છે? ઘૂવડ બોલ્યો. 'ઇંદ્રદ્યુમ્ન સર નામનું એક સરોવર છે, ત્યાં રહેનારો નાડીજંઘ નામનો બગલો મારા કરતાં વધારે વૃદ્ધ છે, માટે તેને પુછો.' ઈંદ્રદ્યુમ્ન રાજાએ માર્કંડેયને તથા ઘૂવડને સાથે લઈ, એ સરોવરને કિનારે જઈ નાડીજંઘ બગલાને પુછ્યું. 'હું કે જે ઈંદ્રદ્યુમ્ન રાજા છું

તેને તું ઓળખે છે?' બગલો ઘણીવાર ધ્યાન કરીને બોલ્યો. 'હું તમને ઓળખતો નથી.' ઈંદ્રદ્યુમ્ન બોલ્યો, 'આ લોકમાં કોઈ તારા કરતાં વધારે વૃદ્ધ છે?' નાડીજંઘ બોલ્યો. 'આ સરોવરમાંજ એક અકૂપાર નામનો કાચબો રહે છે, તે મારા કરતાં વધારે વૃદ્ધ છે.' પછી ઈંદ્રદ્યુમ્નના કહેવાથી બગલો અકૂપારને સમજાવી કિનારાપર લાવ્યો. ઈંદ્રદ્યુમ્ન બોલ્યો. 'અકૂપાર! હું કે જે ઈંદ્રદ્યુમ્ન રાજા છું તેને તું ઓળખે છે?' અકૂપારે ધ્યાન ધરી સ્મરણ આણ્યું તેટલામાં તેને આનંદનાં આંસુ આવ્યાં, સ્વર ગળગળો થઈ ગયો શરીરમાં કંપ છૂટયો અને બેભાનપણું થઈ ગયું. પછી ધીરજ ધરીને તે કાચબો બોલ્યો. 'હું આપને કેમ ન ઓળખું? અહીં આપે સેંકડો યજ્ઞોથી તથા હજારો ગોદાનોથી ઘણા ઘણા પરોપકાર કર્યા છે, આપે દાનમાં આપવા એકઠી કરેલી ગાયોની ખરીઓથીજ આ સરોવર ખોદાયેલું છે.' આ સમયમાંજ ઈંદ્રદ્યુમ્નને લેવા માટે દેવતાઓ વિમાન લઇને આવ્યા. દેવતાઓ બોલ્યા. 'ઈંદ્રદ્યુમ્ન મહારાજ! મનુષ્ય લોકમાં તમારી કીર્તિ અવિચળ છે, માટે સ્વર્ગ લોકમાં તમારે માટે સુખ પણ અવિચળ છે. આ વિમાનમાં બેસીને સ્વર્ગમાં પધારો. જ્યાં સુધી પૃથ્વીમાં માણસની સુકીર્તિ ગવાય છે, ત્યાં સુધી તે માણસ સ્વર્ગ લોકમાં સુખ ભોગવે છે અને જ્યાં સુધી અપકીર્તિ ગવાય છે, ત્યાં સુધી નરકમાં પડયો રહે છે,' ઈંદ્રદ્યુમ્ન રાજા એવી રીતે પરોપકારના પ્રભાવથી પૃથ્વીમાં નામ અમર રહેવાને લીધે વિમાનમાં બેસી દેવતાઓની સાથે સ્વર્ગમાં ગયો અને બીજા સર્વે પોતપોતાને ઠેકાણે ગયા.*

* મહાભારત, વનપર્વ, અધ્યાય ૧૯૯ મો.

### વિભાગ ૩ જો.

છોકરીઓ—બા! તમે કહી ગયાં છો કે 'જૂના સમયનો મહાત્માઓ પરોપકારને માટે પોતાના પ્રાણનો પણ ત્યાગ કરતા હતા.' તો એ વિષેનો કોઈ એકાદ ઇતિહાસ અમને સંભળાવો તો સારું.

મેહેતીજી—બહુ સારું. પૂર્વે 'વૃત્રાસુર' નામનો એક દૈત્ય લોકોનો મોટો પ્રબળ રાજા હતો; તેણે ઈંદ્રનું રાજ્ય હરી લઈ, દેવતાઓને દુ:ખી કર્યા હતા અને જગતમાં મોટો ત્રાસ વર્તાવી મુકયો હતો. આથી દેવતાઓએ વિષ્ણુદેવની પાસે જઈ દુ:ખનું નિવેદન કરતાં વિષ્ણુએ કહ્યું કે 'પૃથ્વીમાં દધ્યંચ મુનિ ઘણા કાળથી મોટું તપ કરે છે, તેમનું હાડપંજર લઈ તેમાંથી વજ્ર નામનું હથીઆર કરાવો તો તે હથીઆરથી વૃત્રાસુર મરશે.' આ સાંભળી દેવતાઓએ દધ્યંચ મુનિની પાસે આવી પ્રણામ કરી વિષ્ણુના કહ્યા પ્રમાણે તેમના (દધ્યંચ મુનિના) હાડપંજરની માગણી કરી. દધ્યંચ મુનિ પરોપકાર કરવાનો સમય આવવાથી મનમાં રાજી છતાં પણ દેવતાઓનાં વચન સાંભળવા માટે બોલ્યા. 'દેવતાઓ! પ્રાણીઓને મરવાના સમયમાં જે અસહ્ય દુ:ખ થાય છે, તેને તમો જાણતા નથી? સર્વ પ્રાણીઓને પોતાનો દેહ એવો વહાલો હોય છે કે તેને વિષ્ણુદેવ માગવા આવે તો પણ આપવાનું કોઈ મન કરે નહિ'. દેવતાઓ ભારે ચિંતા પામી બોલ્યા. 'તમ જેવા મહા દયાળુ પુરુષો પરોપકારને માટે જેને ન છોડે, એવો કયો પદાર્થ છે? કોઈ નથી. જેમ સ્વાર્થમાં લંપટ થયેલો પુરુષ પરાયા સંકટને જાણતો હોય તો ન

માગવાનું માગે નહિ, તેમજ જો સામો પુરુષ મહાશય હોય તો માગેલી વસ્તુની ના પણ પાડે નહિ.' દધ્યંચ બોલ્યા. 'તમારાં મુખથી ધર્મની વાત સાંભળવા માટે જ મેં તમોને ના પાડી હતી; આ મારુ શરીર કે જે કોઈ દિવસ મને છોડી જવાનું જ છે, તેનો પરોપકારને માટે હું પોતે જ ત્યાગ કરું છું. જે માણસ પ્રાણીઓ ઉપર દયા લાવી આ ક્ષણભંગુર શરીરથી ધર્મ ને કે યશને ન મેળવે, તે માણસ સ્થાવરોએ* પણ અફ્સોસ કરવા લાયક છે. પ્રાણીઓનું દુ:ખ જોઈ દુ:ખ પામવું અને સુખ જોઈ રાજી થવું, એ સજ્જનોનો સનાતન ધર્મ છે. એમ બોલી મોટા આનંદ ધરી યોગ કરી દધ્યંચ મુનિએ પોતાના શરીરનો ત્યાગ કર્યો અને દેવતાઓના રાજા ઈંદ્રે તે શરીરના હાડપંજરમાંથી વજ્ર કરાવીને તેથી વૃત્રાસુરને માર્યો. દધ્યંચને દેહ છોડય પછી બ્રહ્મલોકની પ્રાપ્તિ થઈ.†

दिव्यसौख्यचयः स्वर्गात् स्वर्गो भवति कीर्तितः ।
कीर्तिः परोपकृतितस्तस्मात्तां यत्नतश्चरेत्‡ ॥ ११ ॥

---

* વૃક્ષો સ્થાવર છતાં તડકા વગેરે અનેક દુ:ખોનું સહન કરીને છાયા વગેરેથી બીજા પ્રાણીઓનાં દુ:ખોનું નિવારણ કરે છે અને પાનડાં, ફૂલ, ફળ, મૂળ, છાલ, કાષ્ઠ, ગંધ, ગુંદર, ભસ્મ અને અંકુર વગેરે સઘળા અવયવોથી પણ પરોપકારજ કરે છે.

(શ્રીભાગવત, દશમસ્કંધ, અધ્યાય ૨૨ મો.)

† શ્રીભાગવત, ષષ્ઠસ્કંધ, અધ્યાય ૧૦ મો.

‡ દિવ્ય સુખોનો સમૂહ સ્વર્ગથી પ્રાપ્ત થાય છે, સ્વર્ગ કીર્તિથી પ્રાપ્ત થાય છે અને કીર્તિ પરોપકારથી પ્રાપ્ત થાય છે, માટે યત્ન રાખી પરોપકાર કરવો.

# પાઠ ૧૨ મો.

## દયા તથા તે સંબંધમાં ઇતિહાસો.

દોહરો.

જેના મનમાં, દીનને દેખી દયા ન થાય;
તેથી બીજો જગતમાં, રાક્ષસ કોણ ગણાય. ૧૨

### વિભાગ ૧ લો.

છોકરીઓ—બા! પરોપકાર વિષે તમારા સમજાવવાથી અમો રાજી થયેલી છીએ. હવે દયા વિષે સમજવા ઇચ્છીએ છીએ.

મેહેતીજી—છોકરીઓ! કોઈ પણ પ્રાણીઓને અથવા પ્રાણીને દુઃખ પામતાં અથવા દુઃખ પામે એવી સ્થિતિમાં જતાં જોઈ આપણા મનમાં જે આર્દ્રતા (પીગળેલાપણું) થાય છે, તે દયા કહેવાય છે. એ દયા પ્રાણીઓના રક્ષણરૂપ ઊંચામાં ઊંચા ધર્મનું મૂળ પણ કહેવાય છે. તુલસીદાસે કરેલો

"દયા ધર્મકો મૂલ હે, નરક મૂલ અભિમાન;
તુલસી દયા ન છોડીએ, જબ લગ ઘટમેં પ્રાન."

એ દોહો વિવેકી માણસોના મોઢામાંથી નીકળે છે, તે તમોએ પણ સાંભળ્યો હશે. વેદશાસ્ત્રમાં 'अहिंसा परमो धर्मः' અહિંસા, એ સર્વોત્તમ ધર્મ છે,' એમ જે કહ્યું છે, તે પણ દયાનું જ તત્ત્વ છે. બાળાઓ! તમો સર્વ પ્રાણીઓની ઉપર દયા રાખશો, કોઈ પણ પ્રાણીને પીડશો કે મારશો નાહ, કોઈ બીજો ઘાતક માણસ કે પ્રાણી અન્ય પ્રાણીને પીડતો કે મારતો તમારા જોવામાં આવે તો તમો બનતી રીતે દુઃખિત પ્રાણીનું રક્ષણ કરશો. કીડાથી માંડી માણસ

સુધીના પ્રાણીઓને અને વૃક્ષોને*, પણ પોતાનો દેહ બહુ પ્યારો હોય છે, માટે તેવા પરાયા દેહને પીડવાથી કે મારવાથી મોટું પાપ લાગે છે અને મરણ પછી નરકે જવાય છે. ઘાતકી માણસો પોતાના પ્રાણનું પોષણ, નિરપરાધી પ્રાણીઓના પ્રાણ લઈ કરે છે, એ કેવો મોટો અન્યાય છે! કોઈ પશુનો કે પક્ષીનો વધ થાય છે, તે સમયે તેના અંગોના તરફડાટ અને ખરાડા તથા ચીસોના જે અવાજો થાય છે, તે ખરેખર સમજુ માણસોને કંપારી ઉત્પન્ન કરે, રુવાડાં ઉભાં કરી નાંખે તથા હૃદયને વીંધી નાંખે એવા જ થાય છે. કોઈ દિવસે પણ એ તરફડાટ આપણી નજરે પડજો મા અને એ અવાજો આપણે કાને પડજો મા, એવી ઈશ્વરની પાસે માગણી કરું છું. આપણને કોઈ દુ:ખ દે કે મારી નાંખે તો તે સમયમાં આપણને જેવી પીડા થાય છે, તેવી જ પીડા આપણે પણ કોઇને દુ:ખ દઇએ કે મારી નાંખીએ તો તે સમયમાં તે બીજા પ્રાણીને પણ થાય, એ ધ્યાનમાં રાખજો. માંકણ તથા જૂ જેવાં ઝીણાં પ્રાણીઓને પણ મારી નહિ નાંખતાં માત્ર દૂરજ કરી નાંખજો. એવાં પ્રાણીઓ પેદા થાય છે, તે કેવળ સ્વચ્છતા રૂપ ધર્મ ન પાળવાના પરિણામ -રૂપ છે. પ્રાણીઓની હિંસા કર્યા વિના માંસ પ્રાપ્ત થતું નથી અને માંસનો ઉપયોગ કરવાથી દયાને હાનિ પહોંચે છે. 'માંસ' એ શબ્દનો અર્થ આ છે કે, જે માણસ જે પ્રાણીના માંસનું ભક્ષણ કરે છે, તે પ્રાણી પરલોકમાં તે માણસના માંસનું ભક્ષણ કર્યા વિના રહેવાનો નથી. જે માણસ

---

* રીસામણીનો છોડ જુઓ.

વરસો વરસ યજ્ઞ કરે અને જે માણસ માંસ ન ખાય, તે બન્નેને સરખું ફળ થાય છે. પ્રાણીનો વધ કરનાર, તેમાં સંમતિ આપનાર, મારેલાં પ્રાણીઓનાં અંગોને કાપનાર, માંસ ખરીદનાર, માંસ વેચનાર, માંસ પકાવનાર, માંસ લાવી આપનાર અને માંસ ખાનાર એ સઘળાઓને મોટું પાપ લાગે છે. માંસનો ત્યાગ કરવાથી જે ફળ થાય છે, તે ફળ વરસોનાં વરસો સુધી ફળાહાર કરવાથી પણ થતું નથી.* બનતા સુધી કોઇને પણ દુઃખ ન દેવું અને દુઃખ પામતાનું બનતી રીતે રક્ષણ કરવું, એ મનુષ્ય માત્રનો ધર્મ છે. પાંજરાપોળોનાં સ્થાપન થાય છે, તે પણ દયાથીજ થાય છે. પૂર્વના મહાત્માઓ પરના રક્ષણને માટે પોતાના પ્રાણનું પણ અર્પણ કરતા હતા. જો કે એઓનું અનુકરણ હાલના સમયમાં બની શકે એમ નથી અને કરવું પણ અયોગ્ય છે, તોપણ એઓની વર્તણુંક ઉપર ધ્યાન આપી બનતી રીતે પરનું રક્ષણ કરવાથી પણ દયા ધર્મ સારી રીતે જળવાય છે.

## વિભાગ ૨ જો.

છોકરીઓ—બા! તમે 'પૂર્વના મહાત્માઓ, પરના રક્ષણને માટે પોતાના પ્રાણનું પણ અર્પણ કરતા હતા,' એમ કહ્યું તો એ વિષયમાં કોઈ સારો ઇતિહાસ અમને સંભળાવો. ઇતિહાસ સાંભળવામાં અમને બહુ રુચિ થાય છે.

મેહેતીજી—હ્યો, ત્યારે સાંભળો અને ધ્યાન આપો. 'ઉશીનર' કહેવાતા ક્ષત્રિયોમાં 'શિબિ' નામે એક રાજા હતો અને તે

* મનુસ્મૃતિ. અધ્યાય ૫ મો શ્લોક ૫૧, ૫૩, ૫૪, ૫૫.

બહુ જ દયાળુ હતો. એક સમયે તેની દયાની પરીક્ષા કરવા માટે ઈંદ્રદેવને અને અગ્નિદેવને ઇચ્છા ઉત્પન્ન થઈ. આથી અગ્નિદેવ હોલાનું રૂપ ધરીને આકાશમાં આગળ ભાગ્યા અને ઈંદ્રદેવ બાજનું રૂપ ધરી ઝડપથી હોલાની પછવાડે દોડ્યા. હોલો ભયથી શિબિ રાજાના ખોળામાં આવી પડતાં રાજાએ તેનું રક્ષણુ કરવા માંડયું. બાજ બોલ્યો, 'રાજા ! તમે ધર્માત્મા કહેવાતાં છતાં આ ધર્મ વિરુદ્ધ કૃત્ય કરવા ઇચ્છો છો ? હોલો મારું ભક્ષ્ય છે અને હું તથા મારું કુટુંબ ભૂખથી પીડાએલાં છીએ, માટે તમે ધર્મના લોભથી આ એક જાતનો અધર્મ કરો છો. આ હોલો મારા પ્રહારોથી એવો ઘાયલ થયો છે કે, તેને તમે બચાવશો તો પણુ જીવવાનો નથી અને હું તથા મારું કુટુંબ તો આ હોલો નહિ મળે તો મરણુ પામશું, એ નિશ્ચય છે. તમારે જોર બતાવવું હોય તો તમારા વૈરીઓ ઉપર જ બતાવવું ઘટે છે, એટલુંજ નહિ પણુ વળી વિચારવું જોઇએ છે કે, તમારો રક્ષણુનો અધિકાર પૃથ્વીમાં છે, પણુ આકાશમાં નથી. તમે ધર્માત્મા હો તો તમારે મારી સ્થિતિ પણુ જોવી ઘટે છે.' રાજા બોલ્યો, 'આ ત્રાસ પામેલો, થરથર કંપતો અને બેભાન થયેલો હોલો પોતાના બચાવની ઈચ્છાથી મારી પાસે આવેલો છે તેને હું તારા કબજામાં સોંપી દઉં, એ ધર્મરૂપ શી રીતે ગણાય? શરણાગતનો ત્યાગ, ગોહત્યા અને બ્રહ્મહત્યા એ ત્રણેમાં સરખું પાપ છે.' બાજ બોલ્યો, 'સઘળા વિના જીવી શકાય છે, પણુ આહાર વિના જીવી શકાતું નથી. તમે ભક્ષ્ય છીનવી લીધું તેથી અમો તો મરી જઇશું, એ નિશ્ચય છે; આથી તમને મોટું પાપ લાગશે. એકનું રક્ષણુ કરવા માટે તમે ઘણાના

પ્રાણીનો વિનાશ કરવા તૈયાર થયા છો. જે ધર્મથી ધર્મને બાધ આવે, તે ધર્મ નહિ, પણ કુમાર્ગ જ ગણાય.'

છોકરીઓ! આ ઇતિહાસ જરા લાંબો છે અને નિશાળનો વખત પૂરો થયો છે, માટે આવતી કાલે પૂરો કરીશ.

વિભાગ ૩ જો.

**છોકરીઓ**—બા! ગઇ કાલનો ઇતિહાસમાં અમારો જીવ એટલો બધો વળગી રહ્યો છે કે, અમને રાતની ઉંઘ પણ આવી નથી અને આજ પણ બહુ ઉતાવળ કરી અહીં આવેલીઓ છીએ.

મેહેતીજી—એ ઇતિહાસ એવો જ છે. લ્યો હવે કહું છું.

રાજા બોલ્યો, 'તું ધર્મની ઉંચી ઉંચી વાતો કરે છે, તો મારે પણ વિચાર કરવો જોઇએ કે, દયાનો પરિત્યાગ કરવામાં કેટલો અધર્મ છે? તારે આહાર જ જોઇતો હોય તો હું તેની બીજી કાંઈ ગોઠવણ કરી આપું, પણ આ બિચારો હોલો કે જે તારા ભયને લીધે મારાં અંગોને છોડતો નથી, તેનો પરિત્યાગ મારાથી બની શકશે નહિ.' બાજ બોલ્યો, 'મારે બીજો આહાર કશા કામનો નથી, બાજનો મુખ્ય આહાર હોલા જ છે. ધર્મના બળ અબળનો વિચાર કરો અને કેળના થાંભલા જેવો આ નિઃસાર આગ્રહ છોડી દ્યો.' રાજા બોલ્યો, 'તારે આ હોલાને બદલે મારું રાજ્ય જોઇતું હોય તો તે આપું અથવા બીજું કાંઈ જોઇતું હોય તો તે આપવા ગોઠવણ કરું, પણ હું આ હોલાને કદી સોંપવાનો નથી.' બાજ બોલ્યો, 'રાજા! તમારે આ હોલાને બચાવવો જ હોય તો કાંટો

માંડી હોલા બરોબર તમારું પોતાનું માંસ તોળીને મને આપો.' રાજા બોલ્યો, 'બાજ! તેં આ માગણી કરી, એ મારાપર અનુગ્રહ કર્યો.' આમ બોલી રાજાએ કાંટો માંડી તેના એક પલ્લામાં હોલાને મુકી બીજા પલ્લામાં પોતાનું માંસ કાપી કાપીને નાંખવા માંડયું. આથી તેની રાણીઓ અને સઘળી પ્રજા ભારે હાહાકાર કરવા લાગી. એ રાજા જેમ જેમ પોતાનાં પડખાંઓમાંથી, સાથળોમાંથી અને બાહુઓમાંથી માંસ કાપી કાપીને ધીરે ધીરે પલ્લામાં નાંખવા લાગ્યો; તેમ તેમ હોલો વધારે વધારે તોલદાર થવા લાગ્યો. રાજા, માંસ ખૂટી જતાં અસ્થિમય થઈ ગયો, ત્યારે શરીરમાંથી માંસ કાપવું છોડી દઈ જાતે જ તે પલ્લામાં બેઠો. આ સમયમાં દેવતાઓનાં વાજાં વાગ્યાં, દેવતાઓએ ફૂલ વરસાવ્યાં અને ચોમેર જય જય શબ્દ વ્યાપી રહ્યો. ઈંદ્રદેવે તથા અગ્નિદેવે પોતાનાં અસલ રૂપ દેખાડી પોતે જે ઉદ્દેશથી આવ્યા હતા, તે કહી બતાવી રાજાનાં બહુ વખાણ કર્યાં અને ઈંદ્રે અમૃત સિંચી રાજાનું શરીર જેવું પ્રથમ હતું તેવું કરી આપ્યું. પછી સઘળા દેવતાઓ તે રાજાને વિમાનમાં બેસાડી ગાજતે વાજતે સ્વર્ગ લોકમાં લઈ ગયા.*

છોકરીઓ—ધન્ય છે!! એ મહાત્મા રાજાને કે જેણે એક પક્ષીના બચાવને માટે એટલું બધું કર્યું!

મેહેતીજી—દયાળુ માણસો એવાં જ હોય.

* મહાભારત, વનપર્વ, અધ્યાય ૧૩૧ મો. તથા અનુશાસન પર્વ, અધ્યાય ૩૨ મો.

### વિભાગ ૪ થો.

છોકરીઓ—બા! એવા જ કોઈ બીજા ઇતિહાસ હોય તો તે સંભળાવવા કૃપા કરો. અમારું મન ઇતિહાસમાં બહુ લાગે છે.

મેહેતીજી—છોકરીઓ! એવા ઇતિહાસો તો ઘણા છે. સઘળા કહેવા બેસું તો પાર આવે એમ નથી, પણ લ્યો, હવે તમોને રાજી કરવા માટે એક બીજો ઇતિહાસ કહું છું.

અયોધ્યામાં એક 'દિલીપ' નામે રાજા હતો. તેની રાણીનું નામ 'સુદક્ષિણા' હતું. એઓ પોતાને પુત્ર ન હોવાથી ચિંતાતુર થઈ પોતાના ગુરુ વસિષ્ઠ મુનિના આશ્રમમાં ગયાં. એ આશ્રમ હિમાલયની પાસે હતો. રાજાની વાત સાંભળી વસિષ્ઠે કહ્યું કે, 'કામધેનુનો કાંઈ અપરાધ થયાથી તમને પુત્ર પ્રાપ્ત થતો નથી માટે આ મારી 'નંદિની' નામની ગાય કે જે કામધેનુની જ દીકરી છે અને દૈવતાઈ શક્તિવાળી છે, તેની સેવા કરશો તો તમને પુત્ર પ્રાપ્ત થશે.' રાજા બીજા દિવસથી જ એ ગાયને જંગલમાં ચરાવી તથા ખંજવાળવા વગેરે ઘણી ઘણી સેવા કરી સાંજે આશ્રમમાં આવવા લાગ્યો. આમ એકવીસ દિવસ જતાં રાજાના ભાવની પરીક્ષા માટે એ ગાય હિમાલયની ગુફામાં ચરવા ગઈ. રાજા પણ તેની સાથે ત્યાં ગયો. રાજાની દૃષ્ટિ હિમાલયની શોભા જોવામાં લાગી હતી તેટલામાં અકસ્માત્ એક ભયકર સિંહે આવીને ગાયને દબાવી. ગાયે બરાડો પાડતાં રાજા સિંહને જોઈ તેને મારવા માટે ભાથામાંથી બાણ ખેંચવા ગયો ત્યાં તેનો જમણો હાથ થંભી ગયો. રાજા ગભરાવા

લાગતાં સિંહ બોલ્યો કે 'હું મહાદેવનો અનુચર છું.' પાર્વતીજીએ ઉછેરી પુત્ર સમાન ગણેલા આ દેવદાર નામે વૃક્ષનું રક્ષણ કરવા માટે મહાદેવે મને સિંહ બનાવીને અહીં રાખ્યો છે અને ભૂખ લાગે ત્યારે પાસે આવેલા એક મોટા પ્રાણીનું માંસ ખાવા રૂપ જીવાઈ કરી આપી છે. રાજા બોલ્યો, "મારે મહાદેવનું માન રાખવું જોઇએ અને ગાયનું પણ રક્ષણ કરવું જોઇએ, માટે તું મને ખાઈ જા અને આ ગાયને છોડી દે. સિંહ બોલ્યો, 'તું આ એક ગાયના રક્ષણને માટે મોટા રાજ્યને, યૌવન અવસ્થાને અને રૂપાળા શરીરને છોડવા ઇચ્છે છે, તેથી મૂર્ખ લાગે છે. જો તું દયાળુ હોય તોપણ વિચાર કરવો જોઇએ કે, તું અહીં મરીશ તો આ એક જ ગાય જીવતી રહેશે અને ગાયને જતી કરી જીવતો રહીશ તો તારા હાથથી ઘણી પ્રજાનું રક્ષણ થશે. તને તારા ગુરુની બીક લાગતી હોય તો તું આના જેવી જ ઘણી ગાયો આપીને ગુરુને શાંત કરી શકશે.' રાજા બોલ્યો. 'બીજા પ્રાણીને દુઃખથી બચાવે તે ક્ષત્રિય કહેવાય છે. ક્ષત્રિયપણું ન જળવાય તો પછી રાજ્યનું અને ધિક્કાર ભરેલા જીવનનું પણ શું કામ છે? આ ગાય કામધેનુ જેવી છે, માટે બીજી ગાયો આપવાથી ગુરુને શી રીતે શાંત કરી શકાય? તું મહાદેવના પ્રભાવથી જ આના ઉપર ઝડપ કરી શકયો છે. આથી મારે પોતાનો દેહ આપીને આ ગાયને છોડાવવી યોગ્ય છે. તું પણ જાણતો હોવો જોઇએ કે, સ્વામીએ રક્ષણ કરવા સોંપેલી વસ્તુને ગુમાવી, જખમ વગરના સેવકથી સ્વામીને મોઢું દેખાડી શકાય નહિ. તારે મારા શરીરનો ઘાત કરવાનું મન ન હોય તો તું મારા યશરૂપ શરીરનો બચાવ કર. આ માટીનું પૂતળું કે જે વિનાશી જ છે,

તેની મારા જેવાઓને ગરજ હોતી નથી. મિત્રતા વાતચિત કરવાથી થાય છે, માટે હું કે જે મિત્ર થઈ ચૂક્યો છું, તેની માગણી તારે તોડવી યોગ્ય નથી.' આ સાંભળી તેમ કરવાની સિંહે હા પાડતાં રાજા સિંહની પાસે પોતાનું શરીર નમાવીને બેઠો કે, તુરત જ રાજા ઉપર દેવતાઓએ પુષ્પવૃષ્ટિ કરી. ગાય બોલી કે, 'રાજા! ઉભો થા. તારો ભાવ જોવાને માટે જ મેં માયાથી એ સિંહ દેખાડ્યો હતો. હું તારા-પર પ્રસન્ન થઈ છું અને તને તારી રાણીમાં પુત્રરૂપી ફળની પ્રાપ્તિ થશે.' પછી રાજા ત્યાંથી ગાયની સાથે ગુરુના આશ્રમમાં જઈ ગુરુને વિદાયગીરી આપી, રાણી સહિત પોતાના રાજ્યમાં ગયો. થોડા સમયમાં જ તેને 'રઘુ' નામનો પુત્ર પ્રાપ્ત થયો. *

मनुष्याअपि जह्युश्चेद् दयां लोकस्य पावनीम् ।
व्याघ्रकुक्कुरमार्जारकाकेभ्यः का विशिष्टता † ॥ १२ ॥

---



## પાઠ ૧૩ મો.

### ક્ષમા તથા તે સંબંધમાં ઇતિહાસ.

દોહરો.

ભળશે ફળ ઉદ્યમતણાં, થશે વૈરિઓ વશ્ય;
વળિ વધશે યશ જગતમાં, રાખો ક્ષમા અવશ્ય. ૧૩

---

* રઘુવંશ, સર્ગ ૧ લો તથા ૨ જો.

† જો મનુષ્યો પણ સઘળા જગતનું પાલન કરનારી દયાને છોડી દે તો પછી મનુષ્યોમાં અને વાઘ, કૂતરા, બિલાડા તથા કાગડા એઓમાં શો વિશેષ? (શો તફાવત?)

વિભાગ ૧ લો.

છોકરીઓ—બા! અમો દયા વિષે સારી પેઠે સમજ્યાં છીએ. હવે ધર્મનાં રૂપોમાં તમે દયા પછી 'ક્ષમા' ગણાવેલી છે, માટે ક્ષમા વિષે અમને સમજાવો.

*મ્હેતીજી*—*કન્યાઓ!* બીજા કોઇએ અપરાધ કર્યો હોય, તેનું સહન કરવું એ ક્ષમા કહેવાય છે. જ્યારે બીજું કોઈ માણસ આપણું કાંઈ છીનવી લે છે, ગાળ દે છે, માર મારે છે, આડું બોલે છે, ખણખોદ કરે છે, ભૂંડું કરે છે કે આપણે ધારેલા કામને આડે આવે છે, ત્યારે આપણા મનમાં ક્રોધ ઉત્પન્ન થાય છે. ક્રોધને શાંત કરવો, એ સમજુનું કામ છે. અપરાધ હદ ઉપરાંત જાય ત્યારે પણ ક્રોધથી કોઈ અનાડી રસ્તો નહિ પકડતાં યોગ્ય ઉપાયથી કામ લેવું જોઇએ. માણસને જ્યારે ક્રોધ ઉત્પન્ન થાય છે, ત્યારે તેના ચોઢાનો વર્ણ બદલાઈ જાય છે, આંખો લાલ થઈ જાય છે, અંગો થરથરવા લાગે છે, મારફાડ કરવાનું મન થાય છે, વિવેક ભૂલી જવાય છે, માબાપ જેવાંની માન્યતાનું પણ ભાન રહેતું નથી અને એવું મૂઢપણું થઈ જાય છે કે, જેથી આપણે કૂતરા વગેરે ફાડી ખાનારાં જાનવરો કરતાં પણ નપાટ ગણાઈ જઇએ. ક્ષમા રાખવાથી મન શાંત રહે છે, મન શાંત રહેવાથી યોગ્ય ઉપાય સૂઝે છે અને યોગ્ય ઉપાય સૂઝવાથી ધારેલું કામ પાર પડે છે. મન શાંત રહેવાથી શરીર પણ સ્વસ્થ રહે છે અને લોકોમાં પણ સારું કહેવાય છે. છોકરીઓ! જે કામ કરવું તે સહસા ન કરવું, પણ ધીરજ

ધરી પૂરો વિચાર કરીને કરવું. જે માણસ પૂરો વિચાર કરીને કામ કરે છે, તેને પોતાની મેળે જ સુખ પ્રાપ્ત થાય છે અને જે માણસ ક્રોધને વશ થાય છે તે, કામની સિદ્ધિના સમયને ભૂલી જાય છે, ઉપાયોથી ભ્રષ્ટ થાય છે, તેનું અણી ઉપર આવેલું કામ પણ છટકી જાય છે. જે માણસ ધારેલાં કામોરૂપી બીજો ઉપર વિવેકરૂપી જળ સિંચ્યા કરે છે, તેની સઘળી ક્રિયાઓ સફળ થાય છે. ક્ષમા જ, ભણ્યાગણ્યાનો મુખ્ય શણગાર ગણાય છે. સારા માણસો ક્ષમાને જ વખાણે છે, માટે ક્ષમાને અનુસરી ચાલતાં કદાચ દૈવયોગથી વિપત્તિ આવી પડે, તોપણ તેને સંપત્તિ બરાબર જ ગણવી. ચડતીની ઈચ્છાવાળા માણસે પહેલાંથી જ બુદ્ધિરૂપ પ્રકાશથી ક્રોધરૂપ અંધકારને દૂર કરવો જોઇએ. ક્રોધના વેગની નહિ અટકાયત, એ બીજા શબ્દમાં કહીએ તો પોતાની સઘળી શક્તિઓની અટકાયત છે. કન્યાઓ! જ્યારે તમને ક્રોધનો વેગ આવે, ત્યારે તમો માત્ર બે ઘડી સુધી જ ખમી રહી ચૂપ રહેશો તો પણ ઘણું કરી તે વેગ તમને દબાવી શકશે નહિ, તમારાથી ન બોલવાનું બોલાશે નહિ અને ન કરવાનું કરાશે નહિ. તમોને બાળ અવસ્થાને લીધે હમણાં ક્ષમાથી થતા લાભની થોડી ખબર પડશે, પણ જ્યારે મોટી થશો ત્યારે પિયરમાં, સાસરામાં તથા બીજાં સ્થળોમાં પણ ક્ષમા તમારો મોટો ઉપકાર કરશે, એ મારી વાત યાદ રાખજો.

વિભાગ ૨ જો.

છોકરીઓ—બા! આ વિષયમાં પણ અમને કોઈ એકાદ ઇતિહાસ સાંભળવાનું મન થાય છે.

મેહેતીજી—બહુ સારું લ્યો, તમને રાજી કરું. 'ગૌતમી' નામની એક ઘરડી બ્રાહ્મણી, પોતાના પુત્રને સર્પ કરડવાથી મરણ થતાં વિલાપ કરતી હતી, તે સમયમાં એક 'અર્જુનક' નામનો પારધી પેલા સર્પને દોરીની ફાંસીઓથી આડો અવળો બાંધી, ત્યાં લાવીને બોલ્યો કે, 'બ્રાહ્મણિ! તારા પુત્રને આ સર્પે મારી નાંખ્યો છે, માટે આને હું અગ્નિમાં નાંખું કે ટુકડે ટુકડા કરી નાંખું?' ગૌતમી બોલી, 'તું મૂર્ખ છે, આ સર્પને છોડી દે, મારીશ નહિ. કોણ એ પાપનો બોજો માથે લે? આને મારવાથી મારો પુત્ર જીવતો થાય એમ નથી અને સર્પ જીવતો રહે તો, તને કશું નુકસાન નથી.' પારધી બોલ્યો; 'માતા! તું જે વાત કરે છે, તે સ્વસ્થ માણસે કરવાની છે, પણ દુઃખિત થયેલા માણસે કરવાની નથી. હું તો આ નીચ સર્પને મારી જ નાંખીશ. દુઃખનો શોક નહિ કરવો, પણ જેણે દુઃખ દીધું હોય, તેને મારી તોડી દુઃખ છોડી દેવું જોઇએ.' બ્રાહ્મણી બોલી; 'આ બાળક જીવતો હતો, ત્યારે પણ લોહી, માંસ તથા હાડ વગેરે મરેલા પદાર્થોથી જ બનેલો હોવાને લીધે મરેલો જ હતો; માટે આ સર્પને હું મરાવી શકતી નથી. તું ક્ષમા ધરી આને છોડી દે.' પારધી બોલ્યો, 'આ સર્પને મારવાથી તને શત્રુના વધરૂપ જે મોટો લાભ થવાનો છે, તે આને જીવાડવાથી નહિ મળે.' બ્રાહ્મણી બોલી 'શત્રુને પકડી મારી નાંખવાથી શું સુખ થાય અને શત્રુ હાથમાં આવતાં તેને છોડી દેવાથી શું દુઃખ થાય? એ હું જાણી શકતી નથી. મારે શા માટે ક્ષમા ન કરવી?' પારધી બોલ્યો; 'આ એક સર્પ મરશે તો ઘણાં પ્રાણીઓનું રક્ષણ થશે, ઘણાંને મુકીને એકનો બચાવ કરવો યોગ્ય નથી, માટે

આને તું મારી નાંખવા દે.' બ્રાહ્મણી બોલી, 'આને મારવાથી મારો પુત્ર જીવતો થાય એમ નથી, એ હું કહી ચૂકી છું અને આને મારી નાંખવામાં બીજો લાભ દેખતી નથી.' પારધી બોલ્યો, 'દેવતાઓ પણ શત્રુઓને માર્યા વગર છોડતા નથી, માટે દેવતાઓની રીત પકડી તું આને જલદી મારવા દે, ચીપાચીપ નહિ કર.' આ સમયમાં ફાંસીઓથી પીડાએલો હોવાથી જરા જરા શ્વાસ લઈ શકતો સર્પ ધીરે ધીરે બોલ્યો કે 'મૂર્ખ પારધી! આમાં મારો શો દોષ છે? મૃત્યુએ પ્રેરવાથી મેં આ કૃત્ય કરેલું છે, પણ કોપથી કે મારી પોતાની ઈચ્છાથી કર્યું નથી. જો કાંઈ અપરાધ હોય તો મૃત્યુનો છે, મારો નથી.' પારધી બોલ્યો, 'જો બીજાની પ્રેરણાથી આ કર્મ થયું હોય તોપણ તું તેમાં સાધનરૂપ થયો છે, માટે દોષમાંથી છૂટી શકતો નથી.' સર્પ બોલ્યો, 'જેમ કોઇનો વધ કરવામાં શસ્ત્ર સાધન થાય છે, તેમ આ બાળકને મારવામાં હું સાધન થયો છું, માટે મારો દોષ નથી. આમ છતાં પણ જો તું મારો દોષ ગણતો હોય તો મારૂં સાંભળ કે જેમ શસ્ત્ર ચુંબકની પેઠે મારનારને પ્રેરે છે અને મારનાર શસ્ત્રને પ્રેરે છે, તેમ મેં મૃત્યુને પ્રેર્યો અને મૃત્યુએ મને પ્રેર્યો; માટે 'અપરાધ બેમાંથી કોનો છે?' એમ નક્કી નહિ થતાં સંદેહ રહે છે, તેથી કોઇનો પણ દોષ ઠરે એમ નથી.

વિભાગ ૩ જો.

છોકરીઓ—આ! પછી શું થયું? સર્પે તો બોલવાનો ભારે પેચ કર્યો.

મેહેતાજી—બાળાઓ! સાંભળો. પારધી પણ કાંઈ ઉતરે એમ નહતો. પારધી બોલ્યો. 'અરે દુષ્ટ સર્પ! શસ્ત્ર અચેતન (પ્રાણ વગરનું) હોવાથી નિર્દોષ ગણાય, પણ તું કે જે ચેતન (પ્રાણવાળો) છે, તેને શી રીતે નિર્દોષ ગણી શકાય?. સર્પ બોલ્યો, 'જેમ કોઈ યજમાનની પ્રેરણાથી બ્રાહ્મણો જપ કરે છે તો તે જપનું ફળ બ્રાહ્મણોને નહિ, પણ યજમાનને જ થાય છે, તેમ મૃત્યુએ કરેલી પ્રેરણાથી આ બાળકને મેં માર્યો છે, માટે આ દોષ મને નહિ, પણ મૃત્યુને લાગવો જોઇએ.' આ સમયમાં મૃત્યુએ આવી સર્પને કહ્યું કે, 'મને કાળે પ્રેર્યો તેથી મેં તેને પ્રેર્યો હતો, માટે આ કામમાં તારો કે મારો કોઇનો પણ દોષ નથી. જેમ વરસાદ તથા ઠંડી વગેરે પદાર્થો કાળને વશ છે, તેમ હું પણ કાળને વશ છું. આમ છતાં તું મને દોષભાગી કેમ ગણે છે? જો હું દોષભાગી થઈશ તો તું પણ દોષભાગી થશે.' સર્પ બોલ્યો, 'મૃત્યુ! તને દોષવાળો કે દોષ વગરનો ઠરાવવા ઉપર મારો અભિપ્રાય નથી અને એમ ઠરાવવાનો મારો અધિકાર પણ નથી; પરંતુ હું પોતે દોષમાંથી છૂટવા માટે પ્રયત્ન કરું છું. જો કદાચ કાળનો પણ દોષ હોય કે ન હોય, તોપણ હું કાંઈ દોષની પરીક્ષા કરવા બેઠો નથી. હું માત્ર એટલું જ કહું છું કે, મને મૃત્યુએ પ્રેર્યો હતો. મારી ધારણા તો તારા ઉપર પણ દોષ ન આવવા દેવાની છે.' પછી સર્પે પારધીને કહ્યું કે, 'તેં આ મૃત્યુનું બોલવું સાંભળ્યું? હું જે નિરપરાધી છું, તેને તારે ફાંસીઓથી રીબાવવો જોઇતો નથી.' પારધી બોલ્યો કે 'દુષ્ટ સર્પ! મેં મૃત્યુનું બોલવું સાંભળ્યું અને તારું બોલવું પણ સાંભળ્યું, પરંતુ એટલાથી તું નિર્દોષ

ઠરી શકતો નથી. મૃત્યુ અને તું બન્ને દોષભાગી ઠરો છો. ક્રૂર મૃત્યુને પણ ધિક્કાર છે અને તને પણ ધિક્કાર છે. તને તો હું મારી નાંખ્યા વગર છોડવાનો નથી.' મૃત્યુ બોલ્યો, 'પારધી! અમો બન્ને, કાળને આધીન છીએ, માટે જો તું ન્યાયથી વિચાર કરે તો અમો બેમાંથી કોઈ પણ દોષભાગી ઠરે એમ નથી.' પારધી બોલ્યો, 'જો તમો બન્ને જણ કાળને વશ હોવાના બહાનાથી નિર્દોષ થવા માગો છો, તો તે પ્રમાણે સઘળું જગત્ કાળને વશ છે, તેથી જગતમાં અપરાધીઓને શિક્ષા થતી જ બંધ પડે.' આ સમયમાં કાળે દેહ ધરી જાતે હાજર થઇને પારધીને કહ્યું કે, 'અર્જુનક! હું, મૃત્યુ કે આ સર્પ કોઈ પણ અપરાધી નથી, કારણ કે એ બાળકના પોતાના પૂર્વ જન્મના કર્મે જ એનું મરણ થયું છે. કર્મની પ્રેરણાને અનુસરીને જ અમો એક બીજાને પ્રેરીએ છીએ. આમ હોવાથી આ બાળકના મરવામાં બીજુ કોઈ પણ કારણ ઠરે એમ નથી, પરંતુ આ બાળક પોતે જ કારણરૂપ ઠરે છે. એ બાળકનાં પોતાનાં કર્મોથી જ એનું બાલ્યાવસ્થામાં મરણ થયું છે.' આ પ્રમાણે કાળનું બોલવું સાંભળી એ બ્રાહ્મણીએ સઘળા જગતને કર્મ વશ જાણી પારધીને કહ્યું કે, 'અર્જુનક! મારા બાળકના મરણમાં કાળ, મૃત્યુ કે સર્પ કોઇ પણ કારણ નથી, પરંતુ આ બાળકનાં અને મારાં પૂર્વ જન્મનાં કર્મો જ કારણ છે, માટે સર્પને છોડી દે. પછી પારધીએ સર્પને જીવતો જ છોડી દીધો અને પારધી, કાળ તથા મૃત્યુ એ ત્રણે ત્યાંથી ગયા. ગૌતમીને સઘળો શોક શાંત થઈ અંતે ક્ષમાના પ્રભાવથી સારા લોકની પ્રાપ્તિ થઇ.*

* મહાભારત, અનુશાસન પર્વ, અધ્યાય ૧ લો

असुवर्णा महाभूषा निरायासं बृहत्तपः ।
रसायनमभैषज्यं क्षमैकैव जगत्रये * ॥ १३ ॥

# પાઠ ૧૪ મો.

## વડીલોની સેવા અને તેના સંબંધમાં ઇતિહાસ.

દોહરો.

કરતાં સેવા વડીલની, જન્મ સફળ આ થાય;
વધે વળી યશ જગતમાં, પરભવમાં સુખ થાય. ૧૪

### વિભાગ ૧ લો.

છોકરીઓ—બા! હવે વડીલોની સેવા વિષે અમને સમજાવો.

મેહેતીજી—છોકરીઓ! માબાપ, સાસૂ, સસરા તથા દાદી દાદા વગેરે આપણાં માન્ય માણસો વડીલો કહેવાય છે. એઓનું કહ્યું માનવું, કોઇ રીતે અનાદર કે અપમાન નહિ કરવાં, બનતી રીતે યોગ્ય ચાકરી કરવી અને એઓ આપણા ઉપર જેમ રાજી રહે એમ કરવું, એ વડીલોની સેવા કહેવાય છે. વડીલો આપણા સુખને માટે ઘણું કરે છે અને ઘણું વેઠે છે, એઓ આપણા ઉપર જે પ્રેમ રાખે છે, તે પ્રેમને કોઇની ઉપમા દેવાય એમ નથી. તમો જ્યારે કાંઈ સારું કામ કરો છો, સારું બોલો ચાલો છો કે

* ત્રૈલોકયની અંદર એક ક્ષમા સુવર્ણ વગરનું મોટુ ઘરેણું છે, પરિશ્રમ વગરનું મોટુ તપ છે અને ઔષધ વગરનું રસાયણ છે. (જે ઔષધ જરાને તથા વ્યાધિઓને મટાડનાર, જુવાનીને સ્થિર રાખનાર, નેત્રોને હિતકારક, ધાતુઓને પુષ્ટિ આપનાર અને શક્તિને વધારનાર હોય, તે રસાયન કહેવાય છે.)

અહીંથી ઇનામ મેળવી જાઓ છો, ત્યારે તમારાં વડીલો કેવાં રાજી થાય છે, તમારાં અંગો ઉપર કેવી રીતે હાથ ફેરવે છે, તમને કેવી રીતે ચુમી લે છે, તમોને કેવી રીતે છાતી સરસાં દાબે છે, કેવી હેતાળ નજરથી જોવા લાગે છે, હરખનાં આંસુઓથી કેવાં વ્યાકુળ થઈ જાય છે અને તમોને બહારથી આવતાં જરા વાર લાગી ગઈ હોય તો તમારે માટે કેવી ચિંતા કરે છે? કેટલીએક છોકરીઓને તથા સ્ત્રીઓને વડીલોની સાથે જીભાજોડી કરવાની, તેઓએ કરેલું કામ નાપસંદ કરી પોતાનું ડહાપણ ચલાવવાની અને વખતપર તેઓને હસી કાઢવાની પણ ટેવ હોય છે. એ ટેવ બહુ નઠારી છે, માણસોમાં અપકીર્તિ કરાવે એવી છે, સુખમાં બહુ આડે આવે એવી છે, અને પરલોકમાં પણ અકલ્યાણ કરે એવી છે. વડીલોના આશીર્વાદથી જે ફળ થાય છે, તે ફળ બીજાં અનેક ધર્મ કૃત્યો કરવાથી પણ થતું નથી. આ લોકનાં તથા પરલોકનાં સઘળાં સુખ સાધનો જેથી મેળવી શકાય છે, એવા મનુષ્ય દેહને જેઓએ જન્મ આપ્યો છે અને પોષણ પણ કર્યું છે તેઓનો બદલો સો વર્ષે પણ વાળી શકાતો નથી. છોકરીઓ! કોઈ સમયે તમારાં વડીલો તમોને કડવું વચન કહેશે કે વખતપર કાંઈ મારી લેશે, તોપણ તમારા હિતને માટે જ કહેશે તથા હિતને માટે જ મારશે. એઓ તમારું કશું પણ અહિત કરશે નહિ. જેઓએ વડીલોનું ન માન્યું હોય તેઓને પાછળથી પસ્તાવું પડે છે. તમોને આ નિશાળમાં જે શિક્ષણ મળે છે, તે પણ તમારાં વડીલોની કૃપાથી મળે છે. તમો પરણીને સાસરે જશો ત્યારે પણ માબાપની શીખામણ

પ્રમાણે ચાલશો તો સર્વદા સુખી રહેશો. જે દીકરો કે દીકરી વડીલોનું ધારેલું કામ કરે, તે ઉત્તમ ગણાય છે, વડીલોના કહ્યા પછી કરે તે મધ્યમ ગણાય છે, આનાકાની કરી અરુચિથી કરે, તે અધમ ગણાય છે અને ન જ કરે તે, વડીલોના મેલરૂપ ગણાય છે. જેના ઉપર વડીલો રાજી ન હોય, તેનાં સઘળાં દાન, વ્રત, તપ વગેરે પુણ્યો અફળ થાય છે. તમો તમારાં વડીલોની રજા લીધા વિના કહીં પણ બહાર જશો નાહ, કાંઇ પણ ખરચ કરશો નહિ અને કોઇની સાથે કાંઇ પણ લેવદેવ કરશો નહિ. વડીલોને દુર્વચનો સંભળાવવાં કે તેઓનું અપમાન કરવું એ ઈશ્વરને દુર્વચન સંભળાવવા તથા ઈશ્વરનું અપમાન કરવા બરાબર છે. આ મારી શીખામણ તમોને કેવી કામ આવે છે એ તમો હમણાં નહિ, પણ જ્યારે મોટી થશો ત્યારે કહી શકશો.

વિભાગ ૨ જો.

છોકરીઓ—બા! વડીલોની સેવાથી કલ્યાણ થવાની કોઈ વાત છે?

મેહેતીજી—છોકરીઓ! તમોને ઇતિહાસો સાંભળવામાં બહુ રુચિ દેખાય છે, ઇતિહાસો તો ઘણા છે; પણ લ્યો, તેઓમાંથી એક સંભળાવું. વેદનો અભ્યાસી અને તપસ્વી 'કૌશિક' નામનો એક બ્રાહ્મણ નદીમાં નાહી, ધોઈ જંગલમાં ઝાડ નીચે બેઠો હતો. આ સમયમાં ઝાડમાં બેઠેલી એક બગલી માથાપર ચરકતાં એ બ્રાહ્મણે ક્રોધ ભરેલી નજરથી તેની સામે જેયું કે તુરતજ તે મરણ

પામી નીચે પડી. આથી દિલગીર થયેલો એ બ્રાહ્મણ ત્યાંથી ઉઠી કોઇ ગામમાં જઈ એક ગૃહસ્થને ત્યાં ભિક્ષા માગવા ગયો. 'ભિક્ષાં દેહિ' એમ બોલીને ઉભો રહેતાં ગૃહસ્થની સ્ત્રી તે સમયે વાસણ માંજતી હતી તેથી તેણે 'મહારાજ! જરા વાર ઉભા રહેજો' એમ કહ્યું. તુરત માંજી લઈ ભિક્ષા દેવા ઉઠી તેટલામાં તેનો ભૂખ્યો પતિ બહારથી ઘેર આવતાં પેલા બ્રાહ્મણને પડતો મુકી પોતે પતિવ્રતા હોવાથી પતિની સેવા કરવામાં તથા તેને જમાડવાના કામમાં લાગી. એ.કામ પહોચી લઇ તુરતજ અન્ન લઈ ભિક્ષા આપવા જાય છે, ત્યાં ભૂખથી પીડાએલો તે બ્રાહ્મણ ક્રોધથી બોલ્યો, 'મને આટલી બધી વાર રોકી રાખ્યો, તેના કરતાં ના પાડી રજા દીધી હોત તો સારૂં થાત.' પતિવ્રતા બોલી; 'મહારાજ! ક્ષમા કરો. મારા ભૂખ્યા પતિને જમાડવામાં હું રોકાઇ હતી.' બ્રાહ્મણ બોલ્યો; બ્રાહ્મણો મોટા નહિ પણ તારો પતિ મોટો! બ્રાહ્મણો તો તપના બળથી સઘળી પૃથ્વીને પણ બાળી નાંખે.' પતિવ્રતા બોલી; 'મહારાજ! ક્ષમા કરો. આવડા બધા મરડાઇને શું કરવાના છો! હું કાંઇ બગલી નથી. તમે વિદ્વાન્ છતાં પણ હજી સુધી ધર્મથી અજાણ્યા દેખાઓ છો. જો તમારે ધર્મ જાણવાની ઇચ્છા હોય તો મિથિલા નગરીમાં 'ધર્મવ્યાધ' એ નામથી ઓળખાતો એક કસાઈ—ખાટકી રહે છે, તેની પાસે જાઓ. આ સાંભળી વિસ્મય પામેલો એ બ્રાહ્મણ અન્ન લઇ પોતાને ધિક્કારતો ધિક્કારતો ત્યાંથી ચાલ્યો અને કેટલેક દિવસે મિથિલામાં પહોંચ્યો, અને ત્યાં પુછતો પુછતો કસાઇવાડામાં જઇ ઉભો રહ્યો. તેટલામાં પેલો ધર્મવ્યાધ તેની પાસે આવી પ્રણામ કરીને બોલ્યો '

કે, 'મહારાજ ! ભલે આવ્યા. તમને પેલી પતિવ્રતાએ અહીં મોકલ્યા છે, એ હું જાણું છું'. આ બીજું આશ્ચર્ય જોઇ ચકિત થએલા પેલા બ્રાહ્મણે નાક સંકોડી 'આ જગ્યા ખરાબ છે,' એમ કહેતાં ધર્મવ્યાધે તેને પોતાને ઘેર લઇ જઇ સારાં આસનપર માનથી બેસાડ્યો. બ્રાહ્મણે ધર્મવ્યાધના મોઢેથી ઘણી ઘણી ધર્મની વાતો સાંભળીને પુછ્યું કે કસાઇનો ધંધો કરતાં છતાં તને આટલું બધું જ્ઞાન ક્યાંથી પ્રાપ્ત થયું !' ધર્મવ્યાધ બોલ્યો; 'હું જાતે કસાઇ છતાં પણ હિંસાનો ધંધો કરતો નથી. હવે અંદરના ભાગમાં ચાલો. પછી ઘરની અંદર પોતાના વૃદ્ધ માબાપની પાસે લઇ જઇ બોલ્યો કે, 'આ મારાં વડીલો છે, એઓની સેવા કરવાના પ્રભાવથી હું સઘળું જાણી શકું છું. આ મારાં ઈષ્ટદેવ છે; જે કાંઈ ઇષ્ટદેવને માટે ચંદન, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય વગેરે કરવું જોઇએ, તે સઘળું આ વડીલોને માટે કરૂં છું. આ વડીલોની સેવાનેજ યજ્ઞ, દાન, વ્રત તથા તપ વગેરે સઘળાં ધર્મકૃત્યો રૂપ સમજું છું. હું, મારી સ્ત્રી અને મારા પુત્રો આ વૃદ્ધોની સેવામાં તત્પર રહીએ છીએ. આ વૃદ્ધોને મારે હાથે નવરાવું છું, હાથે પહેરાવું ઓઢાડું છું, હાથે જમાડું છું અને હાથે પોઢાડું છું. કોઇ દિવસે પણ અપ્રિય વચનો નહિ સંભળાવતાં પ્રિય વચનોજ બોલું છું અને જે કાંઇ આજ્ઞા કરે, તે માથે ચડાવી લઉં છું. મહારાજ ! તમે તમારાં માબાપને પુછ્યા વિના વિદ્યાભ્યાસને માટે ઘણાં વર્ષ થયાં બહાર નીકળ્યા છો, એ અનર્થ કર્યો છે. તમારાં માબાપ તમારા વિયોગથી રોઇ રોઇને આંધળાં થયાં છે, માટે તુરત ઘેર જઈ, ક્ષમા માગી તેઓને રાજી કરો અને તેઓની સેવા કરો. બીજો કોઇ પણ ધર્મ

માતાપિતાની સેવાથી અધિક નથી.' પછી પેલો બ્રાહ્મણ ધર્મવ્યાધનાં ઘણાં ઘણાં વખાણ કરી ઉપકાર માની પોતાને ઘેર જઇ, માતાપિતાની સેવા કરવા લાગ્યો. ધર્મવ્યાધને પણ મરણ પછી બ્રાહ્મણનો અવતાર આવ્યો અને તે અવતારમાં મુક્તિ મળી.*

दानव्रतादिभिः कृत्यं किंनु चेद् गुरुसेवनम् ।
दानव्रतादिभिः कृत्यं किं न चेद् गुरुसेवनम् † ॥ १४ ॥

## પાઠ ૧૫ મો.

## અનીતિથી કોઇનું કશું ન લેવું અને તેના સંબંધમાં ઇતિહાસ.

દોહરો.

અનીતિથી પરનું કશું, લે નહિ જે નર ધીર;
ઇચ્છે તેના સ્પર્શને, પાવન ગંગાનીર. ॥ ૧૫ ॥

### વિભાગ ૧ લો.

છોકરીઓ—બા ! હવે 'અનીતિથી કોઇનું કશું ન લેવું' એ વિષયમાં કાંઇ સમજાવવાનું હોય તો તે સમજાવો.

મેહેતીજી—કન્યાઓ ! ચોરીથી, ઠગાઇથી, લૂંટથી, રુસવત દેવા લેવાથી અને એવાજ બીજા કોઇ અયોગ્ય રસ્તાથી જે કાંઇ લીધું

* મહાભારત, વનપર્વ, અધ્યાય ૨૦૬ થી ૨૧૬ મા સુધી.

† જો વડીલોની સેવા કરવામાં આવે તો દાન તથા વ્રત વગેરેનું શું કામ છે ? કશું નથી; તેમજ વડીલોની સેવા ન કરવામાં આવે તો પણ દાન તથા વ્રત વગેરેનું શું કામ છે ? કશું નથી. (વડીલોની સેવા કરવાથી સઘળા ધર્મો કરવાનું ફળ થાય છે અને વડીલોની સેવા ન કરવાથી સઘળા ધર્મો વિફળ થાય છે.)

હોય, તે અનીતિથી લીધેલું કહેવાય છે. વેદશાસ્ત્રમાં તથા હાલ ચાલતા કાયદાઓમાં પણ જેટલા ગુનાહો કહ્યા છે, તેઓમાં ઘણા ખરા તો અનીતિથી પરધન લેવાના વિષયના છે. જો 'અનીતિથી કોઈનું કશું ન લેવું' એ વાત સઘળા માણસોના મનમાં ઠસે તો, ન્યાયની કોર્ટોનો પરિશ્રમ ઘણે ભાગે ઓછો થઇ જાય. છોકરીઓ ! તમો ચોરીથી કે ઠગાઇથી કોઇનું કશું લેશો નહિ, માર્ગમાં કોઇનું કાંઈ પડી ગયેલું દેખો તોપણ તે ઉપાડી લઈ પોતાનું નહિ ગણતાં તેના માલેકને આપી દેજો અને માલેકની ખબર ન હોય તો સરકારમાં સોંપી દેજો. કેટલીએક છોડીઓને ઘરમાંથી અને કેટલીએક છોડીઓને બહારથી ચોરવાની ટેવ હોય છે, તે ધિક્કારવા લાયક છે. ચોરી તથા ઠગાઇ કરવાથી લોકોમાં ફજેતી થાય છે, ન્યાયની કોર્ટોમાં શિક્ષા મળે છે, આંગળી ચીંધ થવાને લીધે ભવિષ્યમાં જંપી બેસવાની વારી આવતી નથી તથા પરલોકમાં પણ ભયંકર શિક્ષા મળે છે. પૂર્વેના સમયમાં અનીતિથી કાંઇ પરધન લેવાઈ ગયું હોય તો તે માલેકને પાછું આપી દઇ, પોતાનો તે અપરાધ સરકારમાં જાહેર કરી શિક્ષા માગવાનો ચાલ હતો. 'એમ કરવાથી સરકાર તરફથી શિક્ષા મળે તો પાપ ટળી જાય છે અને ન મળે તો પછી પ્રાયશ્ચિત્ત* કરવું એટલે પાપ ટળી જાય છે' એમ મનાતું હતું. જો સરકાર તરફથી શિક્ષા ન થઇ હોય અને પ્રાયશ્ચિત્ત પણ ન કરવામાં આવ્યું હોય તો પરલોકમાં ઈશ્વર ભણીથી શિક્ષા મળે છે.

* વેદશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે પાપનું નિવારણ કરવા માટે જે જે વ્રત કે દાન કરવામાં આવે છે તે.

કેટલીએક ચોરીના વિષયમાં 'રાજાએ ચોરનારના શરીરનું કે અમુક ભાગનું છેદન ભેદન પણ કરવું' એમ પણ ધર્મશાસ્ત્રોમાંથી નીકળે છે. ધર્મશાસ્ત્રોમાં ચોરીને મોટા ગુનાહ રૂપ ગણી છે, તેનો એક દાખલો આપુંછું તે સાંભળો.

શંખસ્મૃતિમાં કહ્યું છે કે બ્રાહ્મણના ધનની ચોરી કરનારાએ કેશ છૂટા મુકી ભીનાં કપડાં પહેરી લોઢાનો એક મોટો ધોકો હાથમાં લઇ રાજાની પાસે જઇ, પોતાનું પાપ જાહેર કરી 'આ ધોકાથી મને મારી નાંખો' એમ કહેવું અને રાજાએ તે ધોકો લઇ તે અપરાધીના માથામાં જોરથી મારવો. હાલના સમયમાં તો ચોરીને માટે કેદની, દંડની કે તે બંનેની શિક્ષા કરવામાં આવે છે.

### વિભાગ ૨ જો.

છોકરીઓ—બા! પૂર્વના સમયમાં ચોરી કરનારાએ રાજાની પાસે જઇ શિક્ષા માગ્યાનો અને તે ઉપરથી રાજાએ ભારે શિક્ષા કર્યાનો કોઇ ઇતિહાસ છે?

**મેહેતીજી**—હા છે. લ્યો સંભળાવું. પૂર્વે 'શંખ' અને 'લિખિત' નામના બે સગા ભાઇઓ હતા અને તે મોટા ઋષિઓ હતા. બંને ભાઇઓના આશ્રમો 'બાહુદા' નદીના કિનારા ઉપર જૂદા જૂદા હતા અને સુંદર ફળ પુષ્પોથી નમી રહેલાં વૃક્ષો-વાળા હતા. એક દિવસે 'લિખિત' મુનિ પોતાના મોટા ભાઇ 'શંખ' મુનિના આશ્રમમાં ગયા. આ સમયે 'શંખ' મુનિ તે આશ્રમમાં હાજર ન હતા. 'લિખિત' મુનિ ભૂખ્યા હતા તેથી તેમણે

'શંખ' મુનિના આશ્રમનાં વૃક્ષોમાંથી પાડેલાં ફળો પાડીને ખાવા માંડ્યાં. એ ખાય છે તેટલામાંજ 'શંખ' મુનિ બહારથી આવ્યા એટલે 'લિખિત' મુનિએ ઉભા થઇને પ્રણામ કર્યા. 'આ ફળ તને કયાંથી મળ્યાં, કેમ મળ્યાં અને તું કેમ ખાય છે? એમ 'શંખ' મુનિએ પૂછતાં 'લિખિત' મુનિ હસતા મુખથી બોલ્યા કે, મેં અહીંથીજ લીધાં છે. 'શંખ' મુનિ ક્રોધ કરી બોલ્યા. કે 'તેં આ ચોરી કરી છે, માટે રાજાની પાસે જઈ આ અપરાધનું નિવેદન કરી તેમની પાસેથી તુરત શિક્ષા માગ.' આથી 'લિખિત' મુનિએ ત્યાંથી સુદ્યુમ્ન રાજાના દરબારમાં જઇ ખબર કહેવડાવતાં રાજાએ મંત્રીઓ સહિત સામે આવી પ્રણામ કરી 'મહારાજ! શી આજ્ઞા છે? જે કહેશો તે કર્યુંજ સમજશો.' એમ કહ્યું. 'લિખિત' મુનિ બોલ્યા, 'મેં મારા મોટા ભાઇની રજા લીધા વગરજ તેમના આશ્રમમાંથી ફળો પાડીને ખાધાં છે, માટે તે બાબતમાં તમારે જે કાંઇ કરવાનું યોગ્ય હોય તે કરો. રાજા બોલ્યો. 'રાજા જેમ અપરાધીને શિક્ષા કરવામાં મુખત્યાર છે, તેમ છોડી દેવામાં પણ મુખત્યાર છે. હુ તમને છોડી દઉછુ. તમારે બીજું પણ કાંઈ જોઇતું હોય તો તે આપવા તૈયાર છુ.' રાજાએ આ પ્રમાણે કહ્યું તો પણ 'લિખિત' મુનિએ બીજું કશું નહિ માગતાં ચોરીની શિક્ષાજ માગી; તેથી રાજાએ ધર્મશાસ્ત્રને અનુસરી તે મુનિના બંને હાથ કપાવી નાખ્યા. બહુ દુઃખ પામતા 'લિખિત' મુનિએ ત્યાંથી 'શંખ' મુનિના આશ્રમમાં જઇ તેમને કહ્યું કે 'રાજા પાસેથી મને આ શિક્ષા થઇ ચુકી છે, હવે આપ મારાપર

ક્ષમા કરો.' 'શંખ' મુનિ બોલ્યા 'મને તારા ઉપર કશો ક્રોધ નથી અને તેં' મારૂં કશું અપ્રિય પણ કર્યું નથી, પરંતુ તારાથી ધર્મનું ઉલ્લંઘન થયું તેથી મેં આ, તે દોષનું નિવારણ કરાવ્યું છે. હવે તું નદીમાં જઇ પિતૃઓનું તથા દેવતાઓનું તર્પણ કર.' એ આજ્ઞાથી 'લિખિત' મુનિ નદીમાં ઉતરી તર્પણ કરવાનું કરે છે, ત્યાં તેમના હાથ હતા તેના કરતાં પણ વધારે સુંદર ઉગી આવ્યા. વિસ્મય પામેલા 'લિખિત' મુનિએ તર્પણ કરી 'શંખ' મુનિની પાસે જઇ પોતાના હાથ દેખાડતાં તે બોલ્યા કે, 'શિક્ષા કરવાનો રાજાનેજ અધિકાર છે, પણ બીજા કોઇને નથી, તેથી મેં તને રાજાની પાસે મોકલ્યો હતો; ત્યાં જઇ તું શિક્ષા લઇ આવ્યો એટલે તપના પ્રભાવથી મેં તારા હાથ ઉગાડ્યા છે.' આમ કરવાથી એ બંને ભાઇઓને ઉત્તમ સિદ્ધિ મળી અને રાજાનું પણ કલ્યાણ થયું.*

अपकीर्तिं च भीतिंच नरकंच यदीच्छथ ।
परस्वं तर्हि गृह्णीत किमप्यन्यायतोनरा:† ॥ १५ ॥

---

## પાઠ ૧૬ મો.

### ભલાઈ તથા તના સંબંધમાં ઇતિહાસ.

દોહરો.

રિપુનું પણ કરજો ભલું, વિસરિ અવગુણ ખાસ,
આપે જેમ કુહાડીને, ચંદનવૃક્ષ સુવાસ. ૧૬

---

* મહાભારત શાંતિપર્વ અધ્યાય ૨૩ મો.

† લોકો! જો તમારે 'અપકીર્તિ, ભય, તથા નરક' એ ત્રણેની ઇચ્છા હોય તો અન્યાયથી કાંઇ પણ પરાયું ધન લ્યો.

## વિભાગ ૧ લો.

છોકરીઓ—'બા ! 'અન્યાયથી પરધન ન લેવું' એ વાત સારી પેઠે અમારા મનમાં ઉતરી છે. હવે ભલાઇ વિષે જે સમજાવવાનું હોય તે ચલાવો.

મેહેતીજી—બાળાઓ ! સહુ માણસોની સાથે સરળતાથી વર્તવું, લોકોનું ભલું કરવા ભણી વલણ રાખવું અને પોતાના વ્યવહારને સઘળી રીતે ચોખ્ખો રાખવો, એ સામાન્ય ભલાઇ છે. વિશેષ ભલાઇ તો એ છે કે શત્રુઓના અવગુણોને પણ વિસારી મુકી તેઓનું ભલું કરવું. ભલાં માણસો ભલાઇ જાળવવા માટે ધનના મોટા લાભને પણ તરણા જેવો ગણે છે, સઘળાં માણસોને પોતાનાં જેવાં ગણે છે, પરાયું ભલું કરવાના પોતાના સ્વભાવમાં કદી ફેરફાર પડવા દેતાં નથી, મનમાં સંતાપ છતાં પણ અયોગ્ય કામ કદી કરતાં નથી, મોટું કામ આરંભ્યા છતાં પણ શાંતપણાથી વર્તે છે, પોતે આપેલા વચનને પાળ્યા વગર રહેતાં નથી, નીચ માણસોના ભમાવવાથી પણ કદી ભમતાં નથી, કપટને મનમાં પણ આવવા દેતાં નથી અને બીજાએ કરેલા નહાના ઉપકારને પણ મોટા માને છે. છોકરીઓ! સઘળું કરવું સહેલું છે, પણ ભૂંડું કરનારાનું ભલું કરવું એ કઠણ છે. બીજાઓએ કહેલાં દુર્વચનો અને કરેલા અપકારો જેઓના મનમાંથી જતા રહે છે, એવાં માણસો વિરલાંજ હોય છે. નીચ માણસો પોતાનાં છિદ્રોને નહિ જોતાં પરાયાં છિદ્રોનેજ જોયા કરે છે, પરાઇ નિંદા કર્યા વિના કે

પરાયું ભૂંડું કર્યા વિના સંતોષ પામતાં નથી, એક રીતનું બોલીને બીજાું કરે છે, પરાયું સારૂં થયું દેખીને સંતાપ પામે છે, સર્પોની પેઠે બીજાઓનું ભૂંડું કરવામાંજ તત્પર રહે છે, સ્વાર્થને માટે સ્નેહીઓનું પણ ભૂંડું કરવામાં લજાતાં નથી, જેણે ઘણા ઉપકારો કર્યા હોય, તેની જરાક ભૂલ થઇ જાય તો પણ સઘળા ઉપકારોને ભૂલી જાય છે, લોટ ચાળવાની ચાળણીની પેઠે સારાનો ત્યાગ કરી નરસાનું ગ્રહણ કરે છે અને માખીની પેઠે પોતાના પ્રાણ છોડીને પણ પરાયું અહિત કરવાનો ઉદ્યોગ કરે છે. બાળાઓ! તમો નીચ માણસની સાથે વૈર પણ નહિ કરશો. જુવો કે કૂતરાં ચીડાય તો કાડી ખાય છે અને રાજી થાય તો ચાટીને અભડાવે છે. નીચ બેનપણીઓ માબાપની સામે ઠગાઇ ચલાવવાનું શીખવે છે, ઘરમાંથી ચોરી કરાવે છે, લાજ વગરનાં વચનો બોલવાની ટેવ પડાવે છે અને બીજી પણ સઘળી રીતે નીચપણું કરવાનોજ અભ્યાસ કરાવે છે. જેઓને બાળકપણાથી નીચ માણસની સોબત થઇ હોય, તેઓને મોટી ઉમર થતાં પણ નઠારી ટેવ જતી નથી. બીજાઓએ જે દુર્વચન કહ્યાં હોય તથા જે ભૂંડું કર્યું હોય તેને વિસારી મેલી તેઓને સારાં વચનોથીજ બોલાવશો તથા તેઓનું સારૂં કરી દેખાડશો તો તેઓ પોતાની મેળેજ મૂંગાં બની જશે અને તમારૂં ભૂંડું કરવાનો યત્ન પણ ઘણું કરીને છોડી દેશે. 'વનો (વિનય) વેરીને પણ વશ કરે' એ કહેવત ખોટી નથી.

વિભાગ ૨ જો.

છોકરીઓ—બા! જેણે ભૂંડું કર્યું હોય, તેનું ભલું કરવું એ

કઠણ છે, માટે તેવું કરનારાઓના એક બે ઇતિહાસ સાંભળવા ઇચ્છીએ છીએ.

મેહેતીજી—છોકરીઓ! આ વિષયમાં જેવી મારી ઇચ્છા હતી તેવીજ તમે માગણી કરી-છે. લ્યો, હવે સાંભળો. લંકાનો રાજા 'રાવણ' નામનો રાક્ષસ, જ્યારે રામચંદ્રજી પોતાનાં મહા પતિવ્રતા પત્ની સીતાજીની સાથે વનવાસમાં ફરતા હતા, ત્યારે એક સમયે રામચંદ્રજીની ગેરહાજરીનો લાભ લઈ સીતાજીને હરી લંકામાં લઈ ગયો હતો. ત્યાં સીતાજીએ રાવણનું કહ્યું કોઇ પ્રકારે પણ નહિ માનતાં અને રાવણ નિરુપાય બની જતાં રાવણે સીતાજીને આસોપાલવની વાડીની અંદર એક ઝાડની નીચે રાક્ષસીઓની ચોકીમાં રાખ્યાં હતાં. કેટલેક દિવસે રામચંદ્રજીએ સીતાજીની શોધને માટે હનુમાનને મોકલી ત્યાંથી પાછા આવેલા હનુમાનના કહેવાંથી 'સીતા લંકામાં છે' એમ જાણી વાનરાઓની મોટી ફોજ લઇ લંકાપર ચડાઇ કરીને રાવણને માર્યો. પછી રામચંદ્રજીએ વધામણી દેવાને માટે મોકલેલા હનુમાને સીતાજીની પાસે જઇ વધામણી આપીને કહ્યું કે, 'આ રાક્ષસીઓએ તમને ઘણાં દુઃખ દીધાં છે, માટે આ રાંડોને ભૂંડે હવાલે મારી નાખવાની મને આજ્ઞા આપો.' આ સાંભળી સીતાજી બોલ્યાં હતાં કે, 'મને કોઇએ દુઃખ આપ્યું નથી, પણ મારા ભાગ્યેજ આપ્યું છે. માણસોને દશા ભોગવવીજ પડે છે. જેઓએ અપકાર કર્યો હોય, તેનો પણ ભલાં માણસો અપકાર કરતાં નથી. કોઇનો પણ અપકાર ન કરવો એ ધર્મ છે

અને એ ધર્મ ભલાં માણસોનો શણગાર છે. અપરાધમાં નજ આવે એવું કોઇ પણ હોતું નથી માટે ભલાં માણસે સર્વની ઉપર દયાજ રાખવી જોઇએ.' આ સાંભળી હનુમાન્ સીતાજીનાં વખાણ કરી સમાચાર લઇ રામચંદ્રજીની પાસે ગયા, અને પછી રામચંદ્રજીએ સીતાજીને પોતાની પાસે બોલાવી લીધાં. *

કૌરવોએ પાંડવોને અનીતિથી જુગારમાં હરાવી તેઓનું રાજ્ય ખુંચી લઈ વનવાસ દેતાં તેઓ વનમાં જઇ રહ્યા હતા. એક સમયે ક્રૂર કૌરવો પોતાની જાહોજલાલી દેખાડી પાંડવોનાં પેટ બાળવા તથા તેઓની કાંઇ છેડ કરવા મોટી સેના લઇ ધામધૂમથી વનમાં ગયા. પાંડવોના આશ્રમની પાસેજ કૌરવોને ગંધર્વોની સાથ મોટી તકરાર ઉઠી અને તેમાં ગંધર્વો કૌરવો વચ્ચે મોટી કાપાકાપી ચાલી. પ્રબળ ગંધર્વો કૌરવોને હરાવી બાંધીને તેઓની (કૌરવોની) સ્ત્રીઓને લઇ જવા લાગતાં કૌરવોની સેના પાંચ પાંડવોમાંના મોટા યુધિષ્ઠિર રાજાને શરણે ગઇ. આ ઉપરથી યુધિષ્ઠિરે પોતાના ભાઇઓને ગંધર્વોની સામે લડી કૌરવોને પાછા લાવવાની આજ્ઞા કરતાં અને ભાઇઓ કૌરવોને કટ્ટા શત્રુ જાણી તેમ કરવાની કાંઇ આનાકાની કરવા લાગતાં યુધિષ્ઠિર બોલ્યા કે 'ભાઇઓ! આ કઠોરતા કરવાનો સમય નથી. ભાયાતોમાં વૈર પણ થતાં આવ્યાં છે અને કજીઆઓ પણ થતા આવ્યા છે, પરંતુ તેઓમાં કુળધર્મ છૂટી જવો નહિ જોઇએ. કૌરવો આપણા નજદીકના ભાયાતો છે, આપણે પાંચ અને કૌરવો સો, એમ બે પક્ષ ભલે હોય, પણ બીજા કોઈ લોકો આપણા કુળનો પરાભવ

* રામાયણ યુદ્ધકાંડ સર્ગ ૧૧૫ મો.

કરવા આવે ત્યારે, આપણે એકસો પાંચ રહેવું જોઇએ. વળી આપણા કુળની સ્ત્રીઓને બીજા લોકો પકડી જાય, તેમાં આપણા કુળને મોટું કલંક લાગે, માટે તમો તુરત તૈયાર થાઓ અને યુદ્ધ કરી કૌરવોને તથા તેઓની સ્ત્રીઓને પાછાં લાવો. વરદાન તથા રાજ્ય મળે અને ઘેર પુત્રનો જન્મ થાય એ ત્રણે કરતાં પણ કષ્ટમાંથી શત્રુને છોડાવવાનો સમય મળે એ ઉત્તમ છે.' આ સાંભળી યુધિષ્ઠિરના ચારે ભાઇઓ ગંધર્વોની પછવાડે જઈ યુદ્ધમાં તેઓને હરાવી કૌરવોને તથા તેઓની સ્ત્રીઓને યુધિષ્ઠિરની પાસે લાવ્યા. યુધિષ્ઠિરે કૌરવોને કહ્યું કે 'આવું સાહસ ફરીવાર કરશો નહિ, સાહસમાં કલ્યાણ નથી. હવે તમો સઘળા પાછા રાજ્યમાં જાઓ. તમારે કોઈ રીતે દિલગીર થવું નહિ.' આ સાંભળી કૌરવો પોતાની સેના સહિત તથા સ્ત્રીઓ સહિત પાછા રાજ્યમાં ગયા હતા.*

प्रकोपितोऽपि साधुत्वं नैव मुंचति सज्जनः ।
इक्षुः प्रपीड्यमानोऽपि ददाति मधुरं रसम् † ॥ १६ ॥

## પાઠ ૧૭ મો.

### નમ્રતા તથા તેના સંબંધમાં ઇતિહાસ.

દોહરો.

ઉંચા બનવાનો ખરો, નમવું એજ ઉપાય,
જુવો પ્રથમ બેહ્રા લવના, કોઇથિ નાજ ઉડાય. ૧૭

---

* મહાભારત વનપર્વ ૨૩૭ મા અધ્યાયથી ૨૪૬ મા અધ્યાય સુધી.

† સજ્જન પીડેલો છતાં પણ પોતાની ભલાઈ છોડતોજ નથી. (જુવો કે) શેલડી પીલાતા છતાં પણ મીઠો રસ આપે છે.

## વિભાગ ૧ લો.

છોકરીઓ—બા! ધર્મનાં રૂપોમાં સહુથી છેલ્લે તમે નમ્રતાને ગણાવી છે, તો હવે નમ્રતાના વિષયમાં જે કાંઈ સમજાવવાનું હોય તે સમજાવો.

મેહેતીજી—છોકરીઓ! મેં ધર્મનાં રૂપોને નમ્રતા સુધી ગણાવેલાં છે, એ વાત ખરી છે, પણ ધર્મનાં રૂપો તેટલાંજ છે, એમ સમજવાનું નથી. મેં 'એવાંજ બીજાં આચરણો' એમ કહીને ધર્મનાં બીજાં રૂપોને માટે પણ જગા રાખી છે. હવે હમણાં તો નમ્રતા વિષે સાંભળો. બાળાઓ! ગમે તેવી દોલત હોય, ગમે તેવી વિદ્યા તથા કળા આવડી હોય, ગમે તેવો અધિકાર હોય, ગમે તેવા સહાય હોય, ગમે તેવી સગવડ હોય કે ગમે તેવો લાભ થયો હોય તોપણ મનમાં કશો અહંકાર નહિ કરવો, સહુની સાથે મળતાં રહેવું, બનતાં સુધી કોઇનો તિરસ્કાર કે હાંસી નહિ કરવાં, જે માણસ અવસ્થાથી, કુળથી કે ગુણ વગેરેથી પોતાના કરતાં અધિક હોય તેને પૂજ્ય માનીને વર્તવું અને પોતાનો સઘળો વ્યવહાર સાદોજ રાખવો, એ નમ્રતા કહેવાય છે. અહંકાર ધર્યાથી બીજાં માણસોનું અપમાન થાય છે, ઈશ્વરે જે કૃપા કરી હોય તેનો અનાદર થાય છે, મનનું દુષ્ટ કૃત્યો કરવામાં વલણ થાય છે, કરેલાં પુણ્યો પણ નષ્ટ થાય છે, પ્રાપ્ત થયેલા સારા સ્થાનથી પણ ભ્રષ્ટ થવું પડે છે, વિવેક બુદ્ધિ નષ્ટ થઈ જાય છે અને પરલોક પણ બગડે છે. જેઓ ગર્વ ધરે છે તેઓને ઈશ્વર પણ તુરત શિક્ષા કરે છે, એવા ઘણા

દાખલા જોવામાં આવ્યા છે. કોઇનો પણ ગર્વ ન રહેવા દેવા ઉપરથી ઈશ્વરનું 'મદભંજન' એ નામ કહેવાય છે. નમ્રતા એ એક જાતનું તપ છે, એક જાતનું પોતાનું રક્ષણ છે, એક જાતનું કીર્તિનું સાધન છે, એક જાતનો સંપત્તિનો ઉપાય છે, એક જાતનું લોક પ્રીતિનું સંપાદન છે, એક જાતનું સુશીળ છે, એક જાતનું સુખશાંતિનું મૂળ છે અને એક જાતનું ધર્મનું રૂપ પણ છે. જુવો કે નદીમાં પૂર આવે છે ત્યારે મોટાં મોટાં વૃક્ષો નમતાં નથી તેથી ઉખેડાઈ તણાઈ જાય છે અને નેતરના છોડ નમી જાય છે તેથી આબાદ રહે છે. જેઓને અકકડાઈથી વર્તવાની ટેવ હોય છે તેઓ ઘણે ઠેકાણે ઠોકર ખાય છે, લોકોમાં ટચાક ગણાય છે, વખતો વખત હાંસીને પાત્ર થાય છે, મનમાં અદેખાઇથી વ્યાકુળ રહે છે અને તેઓને કોઈ સ્થળમાં જંપી બેસવાનું મળતું નથી. છોકરીઓ! તમો લાગતાં વળગતાં સહુ માણસની સાથે મળતી હળતી રહેજો, નમતી ભજતી રહેજો અને મધુર વચન બોલતી રહેજો. કોઈ સમયે પણ પહેરવા ઓઢવામાં, ખાવા પીવામાં તથા બોલવા ચાલવામાં ઉદ્ધતપણું નહિ કરતાં સર્વદા સાદાઇથીજ રહેજો. કોઇ ઓછાં અંગવાળું, અધિક અંગવાળું, મૂર્ખ, અતિ વૃદ્ધ, કુરૂપડું કરપડું કે કંગાળ માણસ જોવામાં આવતાં કદી પણ તેનો તિરસ્કાર કે હાંસી કરશો નહિ. વડીલો, મામા, ભાભીઓ, પરોણા, ઘરનાં આશ્રિતો, બાળક, વૃદ્ધ, રોગી, સંબંધી, બાંધવ અને ચાકર નોકર એઓની સાથે વિવાદ કરશો નહિ; પણ એઓ કાંઈ દુર્વચનો બોલે તે સહન કરી

લેશો. આમ વર્તવાથી તમને હમણા જે લાભ મળશે તેના કરતાં મોટી ઉમરમાં ઘણોજ વધારે લાભ મળશે.

વિભાગ ૨ જો.

છોકરીઓ—બા! અહંકાર કરવાથી મોટી હાન થવા વિષેનો કોઇ ઇતિહાસ સંભળાવશો?

મેહેતીજી—છોકરીઓ! તમારા જેવાં બાળકો ઇતિહાસ સાંભળવામાં વધારે રાજી હોય છે, તે હું જાણું છું. આવા વિષયમાં મારે પણ અવશ્ય કોઇ સારો ઇતિહાસ શોધીને કહેવો જોઇએ. લ્યો હવે સાંભળો. પૂર્વે 'યયાતિ' નામનો એક ચક્રવર્તી રાજા પૃથ્વીનું સારી રીતે પાલન કરી, છેલ્લે પોતાના 'પુરૂ' નામના પુત્રને રાજ્ય આપી, પોતાની પત્ની સહિત વાનપ્રસ્થ* આશ્રમમાં રહી મોટું તપ કરી, સ્વર્ગ લોકમાં જઇ, દેવ પદવી પામ્યો હતો. એ રાજા સ્વર્ગ લોકનાં અનેક રમણીય સ્થળોમાં ફરતો ફરતો એક સમયે સ્વર્ગના રાજા ઈંદ્રની પાસે આવ્યો. ત્યાં કેટલીએક વાતચીત ચાલતાં પ્રસંગ મળવાથી ઈંદ્રે તેને પુછ્યું. 'રાજા! તમે તમારા પુત્રને રાજ્ય આપીને શી શી ભલામણ કરી હતી?' યયાતિ બોલ્યો; 'મેં મારા પુત્રને ભલામણ કરી હતી કે–ક્રોધી કરતાં ક્ષમાવાળો, સહન ન કરનાર કરતાં સહન કરનારો અને અવિદ્વાન્ કરતાં વિદ્વાન્ ઉત્તમ છે. તિરસ્કાર કરનારનો પણ તિરસ્કાર કરવો નહિ. જે માણસ સહન

* ઘરબારનો ત્યાગ કરી સ્ત્રી સહિત વનમાં જઇ ત્યાં પર્ણશાળા બાંધીને રહેવુ અને તપ કરવું, એ વાનપ્રસ્થ આશ્રમ કહેવાય છે.

કરે છે, તેની સહનશક્તિજ તિરસ્કાર કરનારને પાછા પાડે છે અને તેનાં પુણ્યને ખેંચી લે છે. શત્રુને તોડવો હોય તોપણ યોગ્ય ઉપાયથી તોડવો પણ નીચ કર્મ કરીને તોડવો નહિ. જેથી કોઇને ઉદ્વેગ થાય એવું વચન બોલવું નહિ. સર્વદા સજ્જનોથી સહવાસ રાખવો. સજ્જનોનું આચરણ શીખતાં રહેવું. દયા, મિત્રતા, દાન, અને વચન એઓના જેવું બીજુ કોઇ વશીકરણ નથી. પૂજ્ય લક્ષ્મી પૂજા કરવી અને કોઇને દેવું હોય તો દેવું પણ કોઈની પાસેથી લેવું નહિ એ ઉત્તમ નિયમ છે.' ઈંદ્રે પુછયું. તમે પૃથ્વીમાં મોટું તપ કરી અહીં આવ્યા છો, તો મારે જાણવું જોઇએ કે તમે કયા તપસ્વીના જેવું તપ કર્યું છે? યયાતિ બોલ્યો; 'ત્રૈલોક્યમાં મારા જેવો બીજો કોઈ પણ તપસ્વી મારા જેવામાં આવતો નથી.' ઈંદ્ર બોલ્યા; 'તમે આ અહંકાર ભરેલું વચન બોલ્યા તેથી તમારું પુણ્ય ક્ષીણ થયું છે, હવે તમે અહીંથી પૃથ્વી ઉપર પડશો.' યયાતિ બોલ્યો; 'અહંકાર કરવાથી મારું પુણ્ય ક્ષીણ થયું, તો હવે ઇચ્છું છું કે અહીંથી જ્યાં પડું ત્યાં સજ્જનોની પાસે પડું.' ઈંદ્ર બોલ્યા; 'રાજા! તમે અહીંથી સજ્જનોની પાસે પડશો અને ત્યાંથી તમને સારી સ્થિતિ પ્રાપ્ત થશે. હવે કદી પણ કોઈ વાતનો અહંકાર કરશો નહિ એ ભલામણ કરું છું.' પછી યયાતિ રાજા સ્વર્ગમાંથી પડી અંતરીક્ષ માર્ગે ઉતરવા લાગતાં તેને જોઇ પૃથ્વીપર તપ કરતા અષ્ટક, વસુમાન્, પ્રતર્દન અને શિબિ એ નામના ચાર સુજન રાજાઓએ તેને પુછયું કે 'તમે કોણ છો અને શા કારણને લીધે સ્વર્ગલોકમાંથી પડો છો.'

યયાતિ બોલ્યો. 'હું' 'યયાતિ' નામનો રાજા છું. અહંકાર કરવાને લીધે મારું પુણ્ય ક્ષીણ થતાં સ્વર્ગથી ભ્રષ્ટ થઈ અહીં પડું છું.' અષ્ટક વગેરે બોલ્યા. 'તમે સ્વર્ગથી આવોછો ત્યારે અમો જાણવા માગીએ છીએ કે સ્વર્ગમાં અમારે માટે પણ કોઇ સ્થાનો નિમાયેલાં છે કે નહિ?' યયાતિ બોલ્યો. 'સ્વર્ગોમાં તમો ચારેને માટે ઉત્તમમાં ઉત્તમ ઘણાં ઘણાં સ્થાનો નિમાયેલાં છે.' અષ્ટક વગેરે બોલ્યા. 'ત્યારે અમારે માટે જે સ્થાનો નિમાયેલાં છે, તે તમને આપી દઇએ છીએ માટે અહીંથી પાછા સ્વર્ગમાં જાઓ.' યયાતિ બોલ્યો. 'હું ક્ષત્રિય છું, માટે મારાથી એવી રીતે દાન લઈ શકાય નહિ, દાન લેવાનો બ્રાહ્મણને જ અધિકાર છે.' અષ્ટક વગેરે બોલ્યા. 'ત્યારે કાંઈ સાધારણ વસ્તુ આપીને તેને બદલે અમારી પાસેથી તે સ્થાનો ખરીદી લ્યો.' યયાતિ બોલ્યો. 'હલકી કીમતના પદાર્થને બદલે ઊંચી કીમતનો પદાર્થ લેવો, એ અયોગ્ય અને પાપરૂપ છે; માટે મારાથી તે બની શકે નહિ. મારે માટે બીજો કાંઈ યોગ્ય વિચાર કરો.' આ સમયે દેવતાઓ સ્વર્ગથી પાંચ રથ લાવી ત્યાં આવી એ પાંચેને સ્વર્ગમાં તેડી ગયા. છોકરીઓ! યયાતિએ વિપત્તિના સમયમાં પણ ધર્મ છોડયો નહિ અને અષ્ટક વગેરે ચાર રાજાઓનાં પુણ્ય તો હતાં જ, તેથી પાંચેને સ્વર્ગની પ્રાપ્ત થઇ. યયાતિ રાજાને અહંકારે કેવું આપ્યું અને ધર્મે કેવું ફળ આપ્યું, એ તમારા ધ્યાનમાં આવ્યું હશે.*

* મહાભારત આદિપર્વ અધ્યાય ૮૬ મા થી ૯૩ મા સુધી.

यासचंडनदीवेगाद् वेतसानपि रक्षति
सा नम्रता नरं रक्षेन्न कथं वैरिवेगतः* ॥ १७ ॥

धन्याश्रीनुं पद.

મંગળમૂર્તિ મહેશ! જયજય૦

વિદ્યાભ્યાસ તણાં વિઘ્નોનો નાશ કરો નિઃશેષ. જય૦ ૧
ધર્મનીતિપર પ્રીતિ અમારી, પ્રતિદિન થાય વિશેષ. જય૦ ૨
અમ અંતરમાં રહો નિરંતર, દુષ્ટ વૃત્તિપર દ્વેષ. જય૦ ૩
આપ દયાનિધિ સિદ્ધિકરણ છો, હરો કુવિદ્યા કલેશ. જય૦ ૪
સદ્વિદ્યા અમને મળવાથી, ન રહો દુઃખ લવલેશ. જય૦ ૫

પરચુરણ ગવરાવવાનાં ગાયનો.

ગરબી.

"સારું સારું રે સુરત શેહેર મુંબઈ અલબેલી." એ ઢબ.

વડીલોનું રાખો માન, સુખકારક માની;
દુઃખદેણુ ગણી અભિમાન, મુકો મસ્તાની.
લાભ ન નિવડે નિર્લજ્જપણુમાં, બગડે નિજ અવતારરે;
સુખી થાય નહિ કદિ સંસારે, ગોથાં ખાય ધરાર. મુકો૦ ૧
મૂઢપણે મુખ મરડી ચાલે, કહ્યું ધરે નહિ કાનરે;
મતિ ન છતાં પણ ગણે આપનું, ધારેલુંજ પ્રમાણ. મુકો૦ ૨
સઘળી રીતથી કરે ચિડાઇ, વડીલનું અપમાનરે;
અરે ખરેખર તેનો મોટો, દંડ કરે ભગવાન. મુકો૦ ૩
દુઃખ જાવા સુખ થાવા તેમજ, મેળવવા પ્રભુ પ્રીતરે;
માતપિતા આદિ વડીલોને, અનુસરવું શુભ રીત. મુકો૦ ૪

* નમ્રતા કે-જે નેતરના છોડનું નદીના પ્રચંડ વેગથી પણ રક્ષણ કરે તે (નમ્રતા) વૈરિઓના વેગથી માણસનું કેમ ન કરે? કરેજ.

### ગરબી.

"સુણો સામળા હું તમ વિના ઘેલી બની હો." એ ઢબ.

સખી! સ્નેહેથી સત્ય નિત્ય જાળવો રે;
સુખી થાવા આ પરમધર્મ પાળવો રે. સખી૦ ૧
સર્વ શાસ્ત્રમાં વખાણ સત્યનાં કર્યાં રે;
ધન્ય વચન જે સદૈવ સત્યથી ભર્યાં રે. સખી૦ ૨
લોભ લાલચે અસત્યનું ગ્રહણ કરે રે;
પાપ પાશમાં પડી જરૂર તે મરે રે. સખી૦ ૩
હૃદય સત્યથી ભરેલ હોય જે તણું રે;
મળે તેને યશ માન તેમ સુખ ઘણું રે. સખી૦ ૪

### ગરબી.

"હરિ ભજન વિના દુઃખદરિયા સંસારનો પાર ન આવે." એ ઢબ.

સુખ સરસ તમે, મેળવવાની જો મનમાં ઇચ્છા ધરો;
તો પરદુઃખને, દૂર કર્યાનો યત્ન ખરાં મનથી કરો. સુખ સરસ૦
દિલ હોય વસેલ દયા જેને, ગણવાં દૈવી માણસ તેને;
સુખકારક છે એ સર્વેને; સુખ સરસ૦ ૧
ટાળે પીડા દેખી પરની, તન મન ધનથી બહુ સાહાય કરી,
સજ્જન પાછાં હઠશે ન જરી; સુખ સરસ૦ ૨
રાક્ષસ સરખાં મન કઠણ કરી, દુનિયાં સામે નવ જોય ફરી,
તેને નવ થાય સહાય હરી; સુખ સરસ૦ ૩
માટે મનમાંહિ દયા ધરશો, સંકટ સહુ રંકતણાં હરશો?
ભવસાગરને તેથી તરશો; સુખ સરસ૦ ૪

